૨૧૯

# દેશી કારીગરીને ઉત્તેજન.



"સીસુ, કલાઇ, ને ત્રાંબુ જમીનમાં પુષ્કળ છતાં દેશીઓને રાંધવા સીંધવાનાં વાસણ વટીકનો પણ ઘણું કરીને સઘળો આધાર યુરોપ ઉપરજ રાખવો પડેછે."

ટાડ રાજસ્થાન.



૨૧૯

આ પુસ્તક

અમદાવાદ મધ્યે

આસ્ટોડીઆ ચકલામાં શેઠ. માણેકલાલ જેઠાભાઈના મકાનમાં "આર્યોદય પ્રેસ"માં છાપ્યું.

ત્રીજી આવૃત્તિ.

સંવત ૧૯૪૦—સન ૧૮૮૩.



મૂલ ચાર આના.

# પ્રસ્તાવના.

આ ચોપડી લખી કાઢવાનો પ્રસંગ જણાવી પ્રસ્તાવના લંબાવવાની જરૂર નથી, કેમકે હાલ કેવો સમય આવી પહોંચ્યો છે, અને આ અગત્યના વિષય ઉપર સત્વર ધ્યાન આપવાની કેટલી અગત્ય છે, તે કોઇ પણ સખસના જાણવાની બહાર ભાયજેજ રહ્યું હશે. એક રીતે આ વિદ્યા કળાનો વિષય જેવી ગંભીરતાથી લખાવો જોઇએ તેવી ગંભીરતા એમાં રહી નથી, અને બીજી રીતે એમાં કોઈ કોઇ ઠેકાણે અતિશયોક્તિ અને જેના તેનાપર ભારે ઠોક મારેલા જણાશે; તેથી કદાચ ટીકા કરનારા લખનારપર સખત નજર રાખશે, પરંતુ એ સઘળા જો દોષો ગણાતા હોય તો તે દોષો જેમ બને તેમ ભાષા અસરકારક ને દેશી સજ્જનોને જાગૃત અવસ્થામાં લાવનારી કરવાને માટે લખનારે પોતાને માથે વહોરી લીધા છે.

લખનાર.



# દેશીકારીગરીને ઉત્તેજન.

જે વખતે લાકડાની ભારીઓ વેચનારા પણ સંસ્કૃત બોલી જાણતા હશે; જે વખતે રામ, દુષ્યંત, વિક્રમ, ભોજ જેવા ધર્મીક અને પ્રજાપાળ દેશી રાજાઓ આ ફળદ્રુપ દેશમાં રાજ કરતા હશે; જે વખતે આ દેશમાં વણાતાં ઉત્તમ કપડાં છેક યુરોપખંડ સુધી વખણાતાં હશે, અને તેના બોહોળા વેપારથી પુષ્કળ દ્રવ્ય દેશે દેશથી તણાઇ આવતું ો; જે વખતે આ દુર્લભ દેશમાં જુલમગારોનાં દુષ્ટ પગલાં યાં પણ નહી હશે; જે વખતે અહીંઆંની જમીનમાં દટાએલી ગણિત દોલત, હીરામાણેકાદિ રત્નના આકારમાં, સુવર્ણરૂપાના લોઢાના આકારમાં જથાબંધ ખોદી કાઢવામાં આવતી હશે; ને જે વખતે તરેહ તરેહના મસાલા, કરીઆણું, અને બીજી ી ને ઉપયોગી વસ્તુઓ જથાબંધ પરદેશમાં જતી હશે વખતે આ રળીઆમણા દેશમાં આવી રહેલાં શેહેરો આબાદ હશે, અને લોકોની સામાન્યપણે સ્થિતિ કેવી રૂપ હશે તેનો વિચાર દરેક જણના ખ્યાલમાં સેહેજ વી શકશે. જેમણે અયોધ્યા, લખનોર, હસ્તિનાપુર, ઢા- ં, સુરત, ખંભાત, ભરૂચ અને એવાં અસલી શેહેરોની હોજલાલી વિષે સાંભળ્યું હશે; જેમણે વલ્લભીપુર, ચાંપાનેર અને એવાં પ્રાચીન શેહેરોનાં વિશાળ ખંડેર જોયાં હશે; જેમણે મોટા મોટા ડુંગરોમાં કોતરી કાઢેલી અલૌકિક ને ભવ્ય ગુફાઓ વિષે માહિતી મેળવી હશે; જેમણે આ દેશનીસ્મૃદ્ધિ વિષે પરદેશી લોકોની અદેખાઇ અને લાલચ વિષે ઇતિહાસોમાં વાંચ્યું હશે; અને જેમણે સ્થાનેશ્વરના દેવળમાંથી મહમુદ ગીઝનીને મળેલા અખૂટ ખજાનાનો અડસટો કાઢી જોયો હશે, તેમની જરૂર ખાત્રી થવી જોઈએ

કે હિંદુસ્તાનની આબાદી અસલના વખતમાં ખરેખર ઘણી વધારે હોવી જોઇએ. મુર્શીદાબાદના જગતશેઠ, જેમના ઝરૂખા ને ઘોડાના મોરડા રત્નજડિત હતા, તે યુરોપના ધનાઢ્ય જાન વિબડીને ઝાંખો પાડી દેછે; સોમનાથ પાટણની મૂર્તીમાંથી કરોડો રૂપીઆનું જવાહિરાત નિકળ્યું તે તથા તેની મોટા રાજાઓના કરતાં પણ વધારે સમૃદ્ધિ અસલી કે હાલની મહાન પાદશાહતમાં આવેલાં દેવળોને હશી કાઢે છે; અને વિદ્યાની બાબતમાં ભોજ રાજાએ જે કરોડો રૂપીઆ ખરચેલા મશહુર છે તે, હાલના સુધરેલા ને માતબ રાજાઓ જે કાંઇ વિદ્યા પાછળ ખરચ કરે છે તેના કર કોઈ રીતે ઉતરે તેમ નથી, આ બધામાં તમોને કદાપિ તિશયોક્તિ લાગતી હશે, પરંતુ હિંદુસ્તાન અસલના વખતમાં આબાદ હતો એમાં તો કાંઈ શક નથી; કેમકે તેની સ ક્ષિ તો પરદેશી લોકો પણ પૂરે છે. પરદેશી લોકોને સ્વારી કરવાનું અને આપણા દેશની ખરાબી થવાનું આપ સમૃદ્ધિ પણ એક મોટું કારણ હતું એમ હું સમજું છું

પરંતુ, તે ઠાઠ માઠને આબાદી સાથે હાલની હાલ સરખાવતાં દરેક સ્વદેશ હિતેચ્છુ પુરૂષનું કાળજું બળ્યા વ રહેશે નહીં. એ ઠાઠ માઠને આબાદી ક્યાં ગયાં, જવ કારણ શું, અને તે કેમ પાછાં આવે. એ બાબતનો દ સમજુ પુરૂષે વિચાર કરવો જોઇએ, દેશના લડાયક દ્ધાઓમાં કુસંપનું બીજ રોપાતાં, તેમનામાં તેમજ બીજી વર્ણોમાં દુર્ગુણ ને અજ્ઞાનતાનો પ્રવેશ થતાં, અને આ પવિત્ર જમીનપર પરદેશીઓનાં પગલાં આવતાં, લક્ષ્મી અને વિદ્યા બન્નેએ સાથે કુચ કરવા માંડી. જેમ સ્ત્રીમાં રૂપ વધારે તેમ તેની આબરૂ લુટાવાની ધાસ્તી વધારે, જેમ ઘરમાં દાગીના વધારે તેમ તેમાં ખાતર પડવાની બીક જાદે; તેજ પ્રમાણે આ સુશોભિત ને ધનાઢ્ય દેશને લુટી લગડી બેહાલ કર-

વાની આતુરતા રખડતા ને ગરીબ પરદેશીઓમાં જોસ-બંધ ઉત્પન્ન થઈ. તે જોરાવર ને જનુની લોકોએ સુકુમાર ને આનંદી હિંદુ પુત્રોપર વારે વારે હુમલા કરી તેમને નષ્ટ કર્યા, તેમનાં પવિત્ર ધામો ભ્રષ્ટ કર્યાં, અને જ્યાંથી મળી આવ્યું ત્યાંથી અગણિત દ્રવ્ય તેઓ લુટી ગયા. આ પ્રમાણે લુટતાં છતાં હિંદુસ્થાનને કારી જખમ લાગતો નહોતો, કેમકે પરદેશીઓના હુમલા લાંબે અંતરે થતા, અને એ અંતરમાં હિંદુસ્તાનની ફળદ્રુપ જમીન પોતાને લાગેલી ખાધ સારી રીતે પુરી શકતી હતી; પરંતુ પાછળથી હુમલા કરનારાની દાઢ વધારે ગળતી ગઈ, તેઓ આ રળિઆમણા દેશને જેર કરી હમેશને માટે પોતાને કબજે કરવા ચહાતા હતા. તેઓ પોતાની મતલબમાં કાળે કરીને ફાવતા ગયા, અને અંતે તેઓ હિંદુસ્તાનના ધણી થઇ પડ્યા. આમ થવાથી જો કે દેશની સમૃદ્ધિમાં તો લાભ થયો, કેમકે દેશની દોલત પછી પરદેશ જતી અટકી; પરંતુ એથી હિંદુસ્તાનની સાંસારિક, ધાર્મિક, અને રાજકીય સ્થિતિ બગડતી ચાલી. મુસલમાનોની જુલમી ધુંસરીએ જોડાતાં હિંદુ લોકો ગુલામી અવસ્થામાં આવી પડ્યા. તેમની સ્વતંત્રતા, તેમનું શુરાતન, તેમની નીતિ, તેમનો ધર્મ, તેમનું સુખ, તેમની કારીગરી, અને તેમની વિદ્યાકળા એ સૌને કારી ઘા લાગ્યો. જ્યાં સ્વતંત્રતાને શુરાતન નથી ત્યાં પરદેશીઓનો અમલ નિર્ભય અને આપખુદી ભરેલો જારી રહે છે. સ્વતંત્રતા વગર સુખ નથી, સ્વતંત્રતા વગર ધર્મ નથી, અને ધર્મ વગર નીતિ દ્રઢ નથી; વિદ્યા વગર કળા વિસ્તાર પામતી નથી, અને કળા વગર દેશની આબાદી ઇચ્છવી એ મિથ્યા છે. આ પ્રમાણે દેશની પડતી ને દુર્બળતાનું એક કારણ મુસલમાનો થયા છે; તથાપિ તેઓ આ દેશમાં આવી રાજ કરવા લાગ્યા તેથી. તેમાંના કેટલાક સારા ને હિંદુઓ ઉપર સારી નજર રાખનાર પણ

થયા તેથી, અને મુસલમાનો આ દેશમાં આવી હમેશનો માટે વસ્યા, ને હિંદુઓ સાથે મળી ગયા તેથી, તેમની કારકીર્દીમાં હિંદુસ્તાનને જેટલું નુકશાન થવું જોઇએ તેટલું થયું નથી. મુસલમાનો પછી હિંદુસ્તાનની લગામ અંગ્રેજ સરકારના હાથમાં આવી. એ શાણીને સુધરેલી સરકારથી હિંદુસ્તાનનો અસ્ત થએલો સુર્ય ફરીને એકવાર ક્ષિતિમાં ઉગતો દેખાશે એમ હિંદુ લોકો ધારવા લાગ્યા, અને તેમની ધારણા થોડી મુદતમાં પૂર્ણ થશે એવાં ચિન્હો પણ જણાયાં; કેમકે કુંપની બહાદુરના રાજ્યમાં જુલમ ઘટયો, દેશમાં સલાહ શાંતતા પસરી, થોડે થોડે લોકોને જ્ઞાન આપવાના રસ્તા ઉઘડવા લાગ્યા. અને દેશીઓની હાલત હરેક રીતે સુધરે તેવા પ્રયત્નો પણ પરમાર્થી ને ન્યાયી અમલદારોની મેહેરબાનીથી થવા લાગ્યા. અંગ્રેજ સરકારના જેવું પરદેશી રાજ્ય હિંદુસ્તાનમાં થયું નથી. અને એ રાજ્યથી અદ્યાપિ હિંદુ લોકોને ઘણી રીતે સુખ ને નિવૃત્તિ મળ્યાં છે.

સુખ અને નિવૃત્તિ સાથે, સાંસારિક અને ધાર્મીક સ્વતંત્રતા સાથે, લોકોની હાલત સુધારવાના ને કેળવણી આપવાના સરકારના વખાણવા લાયક પ્રયત્ન સાથે, અને નિષ્પક્ષપાતે ન્યાય કરવાના વળણ સાથે, અંગ્રેજ સરકારના રાજ્યથી દેશની આબાદી વૃદ્ધિ પામતી જાયછે કેમકે તેનો વિચાર કરવો અગત્યનો છે. એમ છતાં, આ રાજકીય બાબતપર આપણને દલીલો સાથે લંબાણથી બોલવાની જરૂર નથી. આપણા નામીચા પ્રોફેસર દાદાભાઈ નવરોજજીએ વિલાયતની આસોસીએશનમાં હિંદુસ્તાનના વેપાર સંબંધી એક કીમતી ભાષણ આપ્યું હતું, તે ઉપરથી જણાય છે કે અંગ્રેજ સરકારના રાજથી પ્રતિ વર્ષે દસ પંદર કરોડની હિંદુસ્તાનને ખાધ લાગે છે, સમજુ અંગ્રેજ કે દેશી આ વાત કબુલ કરશે કે આ દેશનો ઘણો પૈસો વિલાયત દરવર્ષે જાય

છે. એ પૈસો જાય છે તે ગેરવાજબી છે, અગર ન જવો જોઇએ એમ મારૂં કહેવું નથી. જેમના બાપદાદાએ રણ ક્ષેત્રોમાં પોતાના જીવ ખોયા હશે, અને જેમણે પોતાના પરાક્રમને કષ્ટવડે જે ઝાડને ઉછેર્યું તેનાં ફળ તેમનાં છોકર ખાય એ કોઇ રીતે અદેખાઇ કરવા જેવું કે કારણ વગરનું નથી. પરંતુ ફળ ચાખનારા શાણા લોકોને ઘટે છે કે એમ ફળ ખાતાં આખું ઝાડ સુકાઈ તો નહીં જાય તેનો વિચાર કરવો. જેમ ફળ ખાવાની ઇચ્છા રાખીએ તેમ ઝાડમાં ફળ ઉત્પન્ન કરવાની શકિત વધે એવા પણ ઉપાય લેવા જોઈએ. ઢોરમાંથી જેમ વધારે દુધ મેળવવાની આશા રાખવામાં આવે છે, તેમ તેને સારો ખોરાક આપવાની પણ જરૂર પડે છે.

ચઢતા વર્ગના લોકોના શરીરપર સોના રૂપાના ચળકતા દાગીના જોવામાં આવે છે; કીમતી જરીનાં કે રેશમી કપડાં પહેરી બઈરાં છોકરાંને ન્યાતોમાં જમવા જતાં જોઇએ છઇએ; સ્ત્રીઓ ઝીણા અને દેખવડા સાળુઓ અને સુશોભિત સાટીનની કાંચળીઓ પહેરી દેવ દર્શન જતી માલમ પડે છે; મરદો અસ્ત્રી કરાવેલાં કડ કડતાં અંગરખાં, જામદાનીના સુંદર દુપટ્ટા, ને વિલાયતી તરેહ તરેહના કપડાના ડગલા પહેરી હરતા ફરતા જોઈએ છઇએ. ન્યાતોમાં ઘી સાકર પુષ્કળ ઉછળતાં આપણી નજરે પડે છે; તેથી એમ લાગે છે કે આ દેશ પૈસે ટકે ઘણો તર છે; અસલના વારામાં આમાંનું કાંઈ જોવામાં આવતું નહી, તે વારે લોકો બિચારા મેલાં ઘેલાં કપડાં પહેરી આમ તેમ પૈસાને માટે ભટકતા હતા; પરંતુ ઘડીભર વિચાર કરો ને તપાસીને જુઓ કે લોકોનું આ માનવું ખરૂં છે કે કેમ. ઇંદ્રવર્ણાના બહારના દેખાવથી માણસ જેમ તેની અંદરની ગણના કરવામાં છેતરાય છે, તેમ લોકોની બહારની હાલતથી અંદરની ગણના ખોટી કરવામાં આવે છે. જેમ ઇંદ્રવર્ણાને ભાગતાં અંદર ધુમાડો દેખાય છે,

તેમ આવા મોજીલા લોકોની પેટીઓ ને મજુસો તપાસીશું તો ઘણું ખરૂં પોલે પાને મતુ હોય એમ માલમ પડશે. અ-સલના વખતમાં લુટ ફાટની ધાસ્તીથી લોકો પૈસા ઘરમાં દાટી રાખતા કે વેપારમાં રોકી રાખતા હતા. અસલના લોકોને, હાલના જેવા ચિત્તાકર્શક ને કંગાળ કરનારા પદાર્થો મળતા નહોતા. અને તે લોકો ઘણા સમજુ ને કરકસર કરનારા હતા. એમ નહીં કે તેઓ મખીચુસ હતા, એમ નહીં કે તેઓના ઘરમાં દાગીના કે લુગડાં લત્તાં નહોતાં. તેમની પાસે આપણા કરતાં કીમતી દાગીના ને ઊંચા પ્રકારનાં કપડાં હતા; હાલ જેવું ફોગટીઉ ને તકલદી તેઓ પસંદ કરતા નહી હતા, અને એ બાબતમાં તેઓ વાજબી રીતે જોતાં આપણા ક-રતાં વધારે ડાહ્યા હતા એમ સમજવું. હાલમાં લુટ ફા-ટની ધાસ્તી ન હોવાથી લોકોએ પોતાનું બધું વિત્ત બ-હાર કાઢી દીધું છે, તેથી સાધારણ રીતે જોતાં દેશમાં પૈ-સો વધી પડયો હોય એમ માલમ પડે છે. પરંતુ સવાલ કરી જુઓ કે પૈસો ક્યાંથી ઉડી આવ્યો? શું વેપાર રો-જગાર વધી પડયો છે; શું કારીગરી બોહોળી ને ઉંચા પ્ર-કારની દાખલ થઈ છે; શું જમીનમાં કસ વધારે પેદા થ-વા લાગ્યો છે; શું ખેડુતો વધારે મહેનતુ ને અનાજ ઉ-પજાવનારા થયા છે; શું પરદેશ સાથેનો વેપાર વધતાં જા-વક કરતાં આવક વધારે થાય છે; શું ખપત શિવાય બી-જા એવા પરદેશથી પદાર્થો આવે છે કે જેથી દેશનું દ્રવ્ય વધે, અને તે પદાર્થો ઉત્પન્ન કરવાની મહેનત મટતાં બીજા વધારે કીમતી પદાર્થો લોકોમાં પેદા કરવાનું સામર્થ્ય આ-વ્યું છે; શું સોના રૂપાની કે હીરાની માતબર ને નવી ખાણો એકદમ નીકળી આવી છે, કે તેથી દેશનું ધન વધી પડે? ના એમાંનું કાંઈ દેખીતો ફેરફાર કરે એવું થયું ન-થી. ચઢતા વર્ગમાંના ઘણા લોકોને બિચારાને લપડાક મારી

માં રાતું રાખવું પડેછે; તેઓ ગળાના દાગીના કે રહેવાનાં ઘર વેચી વરા કરે છે; તેઓ ખાવા પીવામાં અનેક પ્રકારની કંજુસાઈ કરી સારાં સારાં લુગડાં ઘરેણાં પેહેરી પોતાની આબરૂ બહારથી જાળવી રાખવાનો પ્રયત્ન કરે છે તેમના કેટલાક વેપાર બિલકુલ બંધ પડયા છે, ઘણાક મંદ પડયા છે; અને તેમને આબરૂભેર કમાઈ ખાવા જેવા નવા કસબ રોજગાર પ્રગટ થતા નથી. તેથી તેઓમાંના ઘણાકને સડચા કરવાનું થાય છે. એ આંકડા મેહેનત લઇ ભણવા, અને કમાઇ ખવાય એવી અંગ્રેજ સરકારની કે બીજા રજવાડાની નોકરી કરવા એ તરફ ઘણાકની નજર રહેછે.

ઊંચ જ્ઞાતિના ને સારા ઘરના સંખ્યાબંધ જુવાનીયા ઘણી મહેનત લઇને તથા કરજ કરીને વિદ્યાભ્યાસ કરે છે. અને ગમે તેવા પ્રકારની પણ નોકરીને માટે આમથી તેમ અથડાયા કરે છે; ઘણાકને રસોઈઆ કે પટાવાળાના જેટલો પણ પગાર મળી શકતો નથી, અને કેટલાક તો ભણ્યા છતાં કેવળ બિન રોજગાર રહે છે એ કેટલું ખેદ કારકછે?

એમ છતાં ધારો કે ઉપલા વર્ગના લોકો સુખી છે, પરંતુ દેશની પચીશ કરોડની વસ્તીમાં તેવા લોકો ભાગ્યેજ પાંચ કરોડ નીકળે. દરેક દેશમાં ધનવાન કરતાં નિર્ધનની સંખ્યા ઘણી હોય છે એતો અનુભવ સિદ્ધ છે; તે માટે આપણા દેશનો મોટો ભાગ કેવી હાલતમાં દિવસ નિર્ગમન કરે છે તે તપાસીએ.

દેશની પ્રજાનો મોહોટો ભાગ ખેડુ વર્ગ છે. દેશને પોષવાનો, દેશની આબાદી વધારવાનો, અને સરકારને એક મોટી ઉપજ કરી આપવાનો આધાર એ લોકો ઉપર છે, તે બિચારા અહોરાત માથાતોડ મેહેનત કરે છે, એમ છતાં તેમાંના ઘણાકની હાલત દયા ઉપજાવવા જોગ રહે છે. વર્ષાદની ઝડીઓ પડતી હોય તે વખતે તેઓ અને તેમનાં

ઐરાં છોકરાં અરધી નાગી અવસ્થામાં અને અરધા ભુખ-
મરા સાથે બલબળતે શરીરે પોતાના ખેતરમાં હળ હાકતાં,
ખાતર પૂરતાં, રોપણી કરતાં કે નીદતાં હોય છે; ઉત્રા ચિ-
ત્રાના રોગિષ્ટને સખત તાપમાં ઉઘાડે અંગે તેઓ અના-
જની કાપણી કરતાં કે લણતાં જોવામાં આવે છે; અને શિ-
યાળાની સખત ટાઢમાં તેઓ પોતાના ખેતરોની અંદર ઠુ-
ઠવાતાં પડી રહે છે, અને બીજીવારની વાવણી સારૂ મેહે-
નત કરતાં માલમ પડેછે. આ પ્રમાણે ટાઢ તડકા કે વ-
ર્ષાદની દરકાર કર્યા વગર તેઓ વર્ષનો મોટો ભાગ અ-
સહ્ય મેહેનત કરવામાં ગાળે છે, તો પણ તેમને પેટ ભરી
ને ખાવાનું મળતું નથી. મોસમ વખતે જાતિ મેહેનતે ઉ-
પજાવેલા અનાજનાં ગાડાં તેઓ ઘેર લાવી પરસાળમાં ક-
રેલા ઢગલા જોઈ રાજી થાય છે; પરંતુ અરે અનાથ ને
અજ્ઞાન ખેડુતો, અને એથી અધિક કંગાલને બે સમજ
ખેડુત સ્ત્રીઓ અને છોકરાં! તમારી ખુશાલી ફકત થોડાજ
દહાડા રહે છે, તમારી મેહેનતનું ફળ તમે ભોગવી શકનાર
નથી, તમે શ્રીમંતોના ને સરકારના ગુલામ સરજ્યા છો;
તમારી મહેનત તેમની મોજ મજાહને માટે છે, માટે જે
કાંઈ હલકામાં હલકું ને થોડું ઘણું અનાજ તેમના હા-
થથી બચે તે ઉપરજ તમારે દિવસ નિર્ગમન કરવાનું છે.
તમને ભોળાઓને વેપારીઓ અનેક રીતે ઠગી જાય છે;
તેઓના કરજમાં તમે હમેશ ડુબેલા રહો છો, તેથી તમારૂં
તૈયાર કરેલું અનાજ તમે કોઠીઓમાં ભરી દાટા દો તે અ-
ગાઉ તેઓ ઢગલેથીજ બધું અથવા ઘણુંખરૂં ઉસરડી જાય
છે. વેપારીઓનું મન તમે મહા મુસીબતે મનાવી રહ્યા હોતા
પણ નથી, એટલામાં સરકારનો તકાદો થાય છે સરકારને
વખતસર ને રોકડા રૂપૈઆ જોઇએ, માટે તમારે તે ભારે
વ્યાજથી કરજે કાઢવા પડે છે, કે કાંતો તે રૂપીઆ પેદા

કરવા સારૂ તમારૂં અનાજ તમારે ગમે તે ભાવે વેચી મારવું પડેછે, આથી તમારી કોઠાઓ ખાલીજ પડી રહે છે. સારામાં સારા ઘઊં કે ઊત્તમ જાતની કમોદમાંથી થોડા દહાડા સુધી ખવાય તેટલું મહેરબાની દાખલ રેહેવા દેવાને તમારી કંગાળ અબળાઓ લેણદારને આજીજી કરે છે, પણ તે કઠણ -હૃદયના જમના દૂત મોઢેથી ગમે તેવી કઠોર ભાષા ઉચ્ચારે છે, કે સાંખી પણ ન શકાય તેવી ગાળો દેછે, એટલુંજ નહીં પણ એ સુંદર ધાન્યમાંથી કાંઈ પણ તેઓ રહેવા દેતા નથી. જે વખતે લેણદાર તમારા સુંદર ગોળનાં માટલાં કે ચાકીઓ ગાડામાં ભરી લઇ જવા માંડે છે, તે વખતે તમારાં નાનકડાં બાળકો તેમને ખાવા જોગ થોડો પડયો મૂકવાને કકલાણ કરે છે કે દયામણે મોઢે લેણદારને વિનવે છે. તે વખતે તે દુષ્ટોને જરા પણ દયા આવતી નથી; તેઓ વિચાર કરીને જોતા પણ નથી કે એ સુંદર ઘઊં, એ સરસ કમોદ, એ મિષ્ટગોળ આ કંગાળ ખેડુતોની અસલ મહેનતનું ફળ છે; તથા તે સઘળાનો ઉપભોગ કરવાને જો તેમની કંબખ્તીને લીધે તેઓ શકિતમાન નથી, તોપણ તેમાંથી થોડું ઘણું ચાખવાનો તો તેઓને ખસુસ હક છે.

કીમતી અને લેહેજતદાર ઉપજ આ પ્રમાણે લેણદારો સઘળી ઉસરડી જાય છે, અને હલકી જાતનું અનાજ જેવું કે, બંટી, કોદરા, બાવટો, વગેરે ખેડુતના કુટુંબને માટે પડયું મૂકેછે. આવું હલકું અનાજ પણ જો બિચારા ખેડુતોને આવતી મોસમ સુધી ચાલે એટલું લેણદાર રહેવા દેતા હોય તો તેથી તેઓ નારાજી થતા નથી. કેમકે બિચારા ખેડુતોને ઉપલા વર્ગના લોકો જેટલો શોખ નથી; તેઓ સંતોષનો નમુનો છે; તેમને આવું અનાજ ઘણું મીઠું લાગે છેઃ પરંતુ આવા અનાજમાંથી પણ ઘણુંક તો લે-

ણુદારને ઘેર પહોંચે છે. જે કાંઇ તેઓ મહેરબાની દાખલ પડયું મૂકે છે, તેમાંથી ભિક્ષુક બ્રાહ્મણો કે વસવાયાં લોકો ભાગ પડાવે છે, અને અજ્ઞાન ખેડુતો એ કુબેરજીનો ભંડાર ક્યારે પણ ખૂટનાર નથી એમ સમજી તેનો ઉપયોગ ઉદાર મનથી કરેછે, એટલે હુતાશની આવતાં અગાઉ તેમનાં હાંલ્લાં કુસ્તાઇ કરવા માંડેછે. "આવી હોળી ને પરવાર્યા કોળી" એવી કહેવત છે, તેનો દેખીતો અર્થ તેઓ નવરા પડયા એવો થાય છે, પરંતુ ગર્ભિત અર્થ તો તેમનાં ઉદર પોષણનાં સાધનો ખૂટયાં એવોછે. ઉનાળાના લાંબા દહાડામાં તેમનું બહોળું કુટુંબ અનાજ વગર ભારે હેરાનગતિ ભોગવેછે; ઘણી વાર તેઓ ટૂકડો ટૂકડો વહેંચી ખાઈને ચલાવે છે. ઘણીવાર તેઓ ફળફળાદિ ખાઇ પડી રહેછે. અને કેટલીક વાર તો તેઓને કડાકા પણ ખેંચવા પડે છે. એવે વખતે તેઓ પોતાના લેણદાર પાસે જઇ બે હાથે પેટ બતાવી થોડું ઘણું અનાજ આપવાને અરજ કરે છે, પરંતું સારીપેઠે વર્ષાદ વરસશે કે નહિ, અને ખેડુત સારી પેઠે પકવી શકશે કે નહીં એની એ રૂતુમાં ખાતરી ન પડવાથી લેણદાર અનાજ આપવાની સાફ ના પાડે છે. ખેડુતો અડંગા ઘાલીને શાહુકારને બારણે લાંઘવા બેસે તેમ ભૂખે પેટે બેસી રહેછે; કેમકે તેઓ ઘેર જઈને કરે શું? મૂળે હાંલ્લીમાં આધણ બળી જતું હોયછે, અને બૈરી પોતાનો ધણી હમણાં માથે ગાંસડી લઈ આવશે, એમ સમજી બારણા તરફ નજર કરી રાહ જોયા કરતી હોયછે. ભૂખથી રઘવાયાં છોકરાં ખાવા સારૂં બૂમરાણ કરી તેમની માડીને રઘવાઈ કરી મૂકે છે; પણ તે ભલી, માયાળુ, ને ધીરજવાન અબળા પોતાના કંગાલ ને દયામણે મોઢે વલવલતાં છોકરાંને અનેક પ્રકારે દિલાસો દેઇ તેમને ઘડીભર શાંત પમાડે છે. તેમનો બાપ શાહુકારના મોં આગળ કાલાવાલા કર્યા કરે છે. અને મો-

સમ વખતે સવાયું ડોઢું કે બમણું અનાજ પાછું આપવાની કબુલાત આપતો જાયછે; પણ શેઠ આનાકાની કર્યા કરે છે. સવારથી છેક સાંજ પડતા સુધી તે લાંબા ટાંટીઆ ઘાલી શાહુકારને આંગણે બેઠો રહે છે, અને શાહુકારને ઘણે ઘણે પ્રકારે કાલાવાલા કરેછે. અંતે શેઠ ભારે શરતોથી પાતળું પોચું કે સડેલું હલકી જાતનું અનાજ મણ અધમણ તેને છેડે નાંખેછે, તે લઈ તે ખેડુત રાજી થતો પોતાને ઘેર જાય છે, એટલે બૈરી છોકરાં તેની આસપાસ વિંટળાઇ વળે છે. ગાંસડીમાંથી નઠારી જાતનું અનાજ નીકળેછે તેને સોનાનું સમજી ભૂખે મરતાં છોકરાં રાજી થઇ કુદવા મંડી જાયછે. કેટલાંક કાચું ને કાચું મુઠીએ મુઠીએ બુકવા માંડેછે! આટલું થોડું અનાજ જલદીથી ખૂટી ન જાય, અને નિર્દય શાહુકારનું વારે વારે મોં ઉઘાડવું ન પડે એટલા સારૂ ગરીબ ખેડુતની બૈરી કેટલી સાવચેત રહેછે ! તે પોતાના આડોશી પાડોશીને ત્યાંથી છાશ માગી લાવેછે, ને તેમાં પાશેર અછેર લોટ નાંખી તેની એક મોટું માટલું ભરી ઘેંશ ઉકાળેછે. અને તે અકેક બબે સાનક ભરી બધાં પીને પેટ ભરે છે; કેટલીક વાર થોડાક લોટમાં કાચી કેરીઓને છાશ નાંખી તેને તબડકાવેછે, કેટલીકવાર લોટને મહુડાનો કૂટો કરી તેમાં મળે તો જરા તેલ નાંખી તેની લેહેજતદાર સુખડી બનાવે છે! અને કેટલીકવાર તો એકલી કેરીનેજ છાશમાં ઉકાળી તે વડે ચલાવી લે છે.

એકલી કેરી કે એકલાં મહુડાંથી ઉનાળાના લાંબા દહાડા તેઓ કેમ નિર્ગમન કરી શકે એ વિષે કદાપિ તમને શંકા ઉત્પન્ન થતી હશે, પરંતુ આવા બનાવ મેં મારી જાતે ઘણા ગામમાં ને ઘણે ઠેકાણે જોએલા છે. મેં કોળી ખેડુતોનાં નાગાં અંતે ટળવળતાં સંખ્યાબંધ છોકરાં ઉનાળાના તાપમાં ખેતરોની અંદર અડવાણે પગે ખરતાં મહુડાં વીણી ખાતાં જોએલાં છે; અને તેમની આવી હાલતપર મારી

આંખ્યોમાંથી ઘણીવાર આંસુધારા વહેલી છે. અહો જગત્કરતા ઇશ્વર! તું વિશ્વંભર કહેવાય છે, તું દયાળુ ને દીનસાક્ષી ગણાયછે, તું સર્વે મનુષ્યનો પિતા પહેવાયછે, તથાપિ તારાં આવાં અનાથ પણ નીતિવાન બાળકો તરફ તું કેમ નજર કરતો નથી. જગતમાં જેઓ પ્રમાણિકપણે માથાતોડ મહેનત કરતાં છતાં પણ દરિદ્રી રહે તેમનાપર કદાપિ સરકારનો કે શાહુકારનો તો કોપ રહે, પરંતુ તું નેકી પિતા પણ તેમના પર અભાવ રાખે એ ખરેખર નવાઈ સરખું છે.

ઉપર જણાવ્યા કરતાં પણ વધારે માઠી હાલતમાં આવી પડેલા એક કુટુંબનું આ જગાએ દ્રષ્ટાંત આપું છઉં, તે ઉપરથી ખેડુતોની હાલત વિષે તમારા જાણવામાં આવશે. એ દ્રષ્ટાંત કલ્પિત જેવું લાગશે, પણ તે ખરેખરૂં બે ત્રણ વર્ષપર બન્યું હતું, અને આજે પણ એવા નહીંતો એના જેવા ઘણાએ બનાવ વર્ષો વર્ષ બનતા જાયછે. અંગ્રેજી રાજના એક ફળદ્રુપ મહાલમાં એક કોળી ખેડુત હતો. તે પ્રમાણિક અને બચરવાળ હતો. પોતે મહા મહેનતે જે અનાજ તૈયાર કર્યું હતું તે સઘળું તેના લેહેણદાર લઇ ગયા તેથી, તથા તેની કંબખ્તીને લીધે એ વર્ષ સારો પાક થએલો નહીં તેથી સરકારની ખંડણી ભરવાને તેની પાસે કાંઈ રહ્યું નહીં. શાહુકારોએ ફક્ત બે મણ કોદરા તેના બહોળા કુટુંબને આવતી મોસમ સુધી ખાવાને માટે ભારે દયા કરી રેહેવા દીધા હતા. છોડા સોતા કોદરા દરરોજ ફક્ત પાશેરજ તેના આખા કુટુંબ વચ્ચે વાપરે, તોપણ તે બે મણ કોદરાથી આખું વરસ નીભાવી શકાય તેમ નહોતું; તેમાં વળી સરકારને ખંડણી તો ભરવાની બાકી હતી. સરકારને ખંડણી ભરવાનો હપ્તો આવ્યો, અને હપ્તાની અમુક તારીખે ખાતાદાર નાણાં નહીં ભરી જાય તો દરરોજ અડધી પાઇ પ્રમાણે વ્યાજ કે દંડ લેવાનો સરકારનો સખત ધારો હોવાથી બિચારા

ખેડુતની પુરી કંબખ્તી બેઠી. શાહુકાર કોઇ દમડી ધીરે એમ હતું નહીં. અને બીજી રીતે રૂપિઆ મેળવવાને કોઇપણ પ્રકારે બને તેમ નહોતું; એટલે હપ્તો ખડયો. અને અર્ધી પાઈનો ધારો લાગુ થયો. એની પાસે માલમિલકતમાં એક ઘંટી માત્ર હતી. છાજથી છાએલા ને એરંડાના પોલા ને નબળા ડાંડાથી બાંધેલું એક નાનું ઝુંપડું તેને રહેવાને હતું. ઘરમાં ધાતુ પાત્ર તો ઈશ્વરનું નામ, અને ખેતીવાડીનાં સાધારણ હથીઆરો હતાં તે પણ થોડાં ને ભાગી તુટી હાલતમાં આવી પડેલાં હતાં. બે મણ કોદરામાંથી કિફાયતે ખાતાં ખાતાં મણ કોદરા રહ્યા. એટલે ઉનાળાની લાંબી રૂતુ આવી પહોંચી. સ્થાવર મિલકતમાં તેને એક આંબાનું ઝાડ હતું; તેનું એકજ ડાળ તેના નશીબે જોર કરવાથી આ વખતે ફળ્યું હતું. તે ઊપર આશરે આહેક મણ કેરી આવેલી હતી. આ કેરી અને પેલા બચેલા મણ કોદરા ઉપર ઉનાળાના ચારે મહિના કાઢવાનો આ ગરીબ કુટુંબે નિશ્ચય કર્યો હતો; પરંતુ થોડા દિવસ વિત્યા નહીં એટલામાં સરકાર તરફથી તેના ઉપર ધાડ આવી પહોંચી. ખંડણી ભરાએલી નહીં તેથી તેની મિલકત ઉપર ટાંચ થતાં, જપ્તિકારકુન એક સીપાઈ સાથે માલ હરાજ કરવા આવ્યો. ભૂખે મરતાં છોકરાં છૈયાંને તથા તે ખેડુત અને તેની બૈરીને થરથરતે માથે ઘરની બહાર કાઢયાં. ઘરની ઝડતી લેતાં મણેક કોદરા ને ઘંટી બે વાનાં જડી આવ્યાં. તે લિલામ કરવા ઘરની બહાર લાવી મૂકયાં. પેલા ભલા ખેડુતે જપ્તી કારકુનને કાલાવાલા કરી જણાવ્યું કે આ ઘંટી મારૂં જન્મનું રાચ છે, એને હરાજ કરવાથી ભાએગે દોઢ બે રૂપિઆ ઉપજશે; એથી સરકાર ખંડણી ભરાઈ જનાર નથી, પરંતુ મારા ગરીબનું શેર બંટી દળી ખાવાનું હમેશનું હથીઆર એથી જતું રહેશે. આ મણ કોદરા પડેલા છે, તેથી

સરકારને ફક્ત દશબાર આના ઉપજશે, પણ તેથી મારે અને મારાં બાળ બચ્ચાંને ભૂખે મરવાનું થશે. એ કોદરા વડે તથા મારા આંબાને થોડી કેરી આવેલી છે તે વડે આ ઉનાળાની લાંબી રૂતુ ગાળવાનો અમે ઠરાવ કર્યો છે. તે જો સરકાર લઈ જશે તો પછી અમારે સઘળાને ભૂખે મરવા વારો આવશે. હું જાતે પ્રમાણિક છું, મારી ઘાનત પાક છે; સરકારની ખંડણી જ્યાંસુધી મારા પાંગોઠામાં જોર રહેશે ત્યાં સુધી કોઈની ગુલામી કરીને પણ પૂરી કરીશ; પરંતુ અમારા દુખીઆરા કુટંબનાં પેટ ભરવાનાં સૌથી હલકાં સાધન પણ લઇ લેવામાં આવેથી અમારી પૂરી કમબખ્તી બેસશે. તમારી મરજીમાં આવે તો સરકારના દેણા બદલ હું કેદખાનામાં જવા તૈયાર છું, કેમકે ત્યાં મને અહીંના કરતાં વધારે સારૂં ખાવા પીવાનું મળશે; પરંતુ આ કોદરા ને ઘંટી મારાં બાળ બચ્ચાંપર દયા લાવી તેમને સારૂ રહેવા દો. જો તેમ પણ કરવામાં નહિ આવે, તો પછી મારા ને મારા દુખીઆરા કુટુંબના ઉદર પોષણને માટે મારે હાથ ફક્ત એકજ ઉપાય રહેશે, તે એકે બગલમાં ખાતરીઉં મારી શાહુકારોનાં ઘર ફાડવા જવું. મારા બાપદાદા આબરૂ પ્રતિષ્ઠાવાળા હતા. તેમણે તેમજ મેં મારા જન્મારામાં કદી આવો કસબ કરી આબરૂ ગુમાવી નથી, અને હજી પણ હું પરમેશ્વર પાસે માગું છું કે સાત લાંઘણ સંગાતે થતાં લગી પણ એવી કુદષ્ટી મારામાં ઉત્પન્ન કરીશ નહીં. પણ જ્યારે મહા વિપત્તિ આવી પડે, અન્નને ને દાંતને વેર થાય, અંતકાળ નજીક આવી પહોંચે, ત્યારે ધર્મ પણ વેગળો મૂકવો પડે, ત્યારે સેંકડો વરસની જળવાએલી આબરૂ એક બાજુ રાખવી પડે, અને ત્યારે દુષ્ટ ને અઘોર કર્મો પણ માણુસ જાત આદરી બેસે તેમાં શું આશ્ચર્ય છે? આ પ્રમાણે બાપડાથી જેટલું કહી શકાય તે-

ટલું જમી કારકુનને કાલાવાલા કરીને કહ્યું પણ દૈવને દયા થોડીજ હોય છે. સરકારી અમલદાર ને સાથે એક સિપાઈ, એટલે આશમાન ફકત બે તસુજ બાકી રહે છે. જરાતરા અધિકાર મળ્યો કે હલકા નોકરોમાં તામસ, કઠોરતા, ને ને મદ એટલાં બધાં પ્રબળ થાય છે કે તેમનામાં દયાવૃત્તિ લગાર પણ રહેતી નથી. બિચારો ખેડુત ને તેનાં બૈરાં છોકરાં બૂમ મારતાં રહ્યાં ને પેલા જમના દૂતે કોદરા ઘંટી લિલામ કરયાં, એટલુંજ નહીં પણ પેલા ફળેલા આંબાની કેરીઓ પણ છોડી નહીં ! કહેછે કે ત્યાંના ભલા મામલતદારને આ બાબતની ખબર થતાં તેને દયા આવી તેથી સઘળો હરાજ થએલો સામાન તે ખેડુતને પાછો મળવા તેણે ગોઠવણ કરી હતી.

આખા દેશને પોષનારા અને રાજ્યના ધાતુ કોષો તર રાખનારા ખેડુ લોકો કેવી કંગાળ સ્થિતિમાં દિનપરદિન આવતા જાય છે તે બાબતનો તપાસ કર્યા પછી બીજી જાતના લોકોની હાલત કેવી તરેહની છે તે વિષે હવે આપણે વિચાર કરીએ.

ઘણીવાર મજુર અને કારીગર લોકોની રોજી ઉપરથી દેશની આબાદીનો અડસટો કાઢવામાં આવે છે. જેમ રોજીના દર ભારે તેમ દેશમાં વેપાર રોજગાર અને ધન સંપત્તિ વધારે એ અટકળ હમેશાં નહીં તો ઘણીખરી વાર સાચી પડેછે; કેમકે જ્યારે લોકોની સ્થિતિ સામાન્યપણે સારી હોય ત્યારેજ તેઓ નવા નવા વેપારનાં કારખાનાં ને કાર્યો અને પોતાને સુખ કે મોજમઝા આપે એવાં કાર્યો ઉભાં કરવા ને શક્તિમાન થાય છે. એવાં કારખાનાં ને કામો વધારે તેમ રોજીના દર પણ વિશેષ એ વાત સ્વતઃ સિદ્ધ છે. આપણા દેશના મજુરોને દરરોજના સરાસરી ત્રણ આના કરતાં વધારે મળતું નથી. મોટા શહેરોમાં જ્યાં કામ

ઘણું અને મજુરોની સંખ્યા થોડી ત્યાં કદાપિ તેઓને ચાર પાંચ આના મળતા જોવામાં આવે છે, ત્યારે ગામડાઓમાં પાંચ છ પૈસે કે બશેર ચારશેર અનાજ લઈ આખો દિવસ વૈતરૂં કરવાને મજુરો જોઇએ તેટલા મળી આવે છે. ગામડામાં કણબી લોકો ખેતીવાડીમાં મદત મળે એટલા સારૂ કોળી કે એવા ગરીબ લોકને આઠ મહિના સુધી રોકે છે તેને ભાગીઆ કહે છે. એ ભાગીઆ રાત દહાડો માથાતોડ મહેનત કરે છે, તોપણ તેઓને આઠ મહિનાની મહેનત બદલ ખાવા પીવા સાથે ફકત આઠ દશ રૂપિઆજ એટલે રોજના બે પૈસા આપવા ઠરાવેલા હોય છે! એ વાત જાણીને તમોને એ કંગાલ લોકોની હાલત વિષે અફસોસ થયા વગર રહેશે નહીં. તમને કદાપિ એમ લાગશે કે બે પૈસા સાથે તેમને ખાવા પીવાનું મળે છે. માટે તેમને રોજના બે ત્રણ આના પરવડયા એમ કહેવાય. પરંતુ તે લોકોનું આખા દહાડાનું ખાનપાન ત્રણ ચાર પૈસા કરતાં વધારે કીમતનું થતું નથી એ જાણી તમને તાજુબી લાગ્યા વગર રહેવી ન જોઇએ. હવે આપણા દેશના મજુરોને વિલાયતના મજુરો સાથે સરખાવી જોઇશું તો બંનેની હાલતમાં આશમાન જમીનનો ફેર માલમ પડશે. વિલાયતના મજુરોને સરેરાશ દોઢ શિલિંગ એટલે બાર આનાની રોજી પરવડે છે, અને ઘણીવાર તેઓ બે શિલિંગ અથવા એક રૂપિઆ સુધી મેળવી શકે છે. એ લોકોની રોજી આપણા ઊંચી જાતના કારીગરો જેવા કે દરજી, કડીઆ, સુતાર વગેરે જે કાંઈ પેદા કરે છે તેમના જેટલી અથવા તેથી પણ વધારે હોય છે. વિલાયતના મજુરો આપણા મજુરોને મુકાબલે ઘણી સારી હાલતમાં રહી શકે છે. તેમનાં રહેવાનાં મકાન આપણા મજુરો કરતાં દશ ઘણાં ચઢીઆતાં હોય છે; તેઓના ઘરોમાં ખુરશીઓ, ટેબલ, ચમચા. ર-

કાબીઓ, વગેરે ઉપયોગી કે એશઆરામનો સામાન જોવામાં આવે છે. તેમાંનું કાંઈ પણ આપણા અભાગીઆ મજુરોના ઘરમાં હોતું નથી; તેઓ સાધારણ રીતે સારાં ને જોઈએ તેટલાં કપડાં પોતાને માટે અને પોતાના કુટુંબને માટે મેળવી શકે છે, પરંતુ આપણા કમબખ્ત મજુરો અને તેમનાં છોકરાં છૈયાં ચીથરેહાલ કે અડધો નાગી અવસ્થામા જોવામાં આવે છે; તેઓ તંદુરસ્ત અને જોઈએ તેટલો ખોરાક તથા મજુરીથી ચઢેલા થાકથી આરામએશ મળે એવા દારૂવટીક મેળવવામાં ઘણીવાર પૈસા ખરચવાને શક્તિમાન હોય છે, પણ આપણા મજુરો બિચારા સાદા અને સડેલા અરે રોગિષ્ટ અનાજ સાથે થાક ઉતારનાર બે પૈસાની તાડી કે મહુડી પણ ભાગ્યેજ ખરીદ કરી શકે છે. વિલાયતની કેળવણી વધારે મોંઘી છતાં તેઓ પોતાનાં છોકરાંને થોડું ઘણું પણ ભણાવી શકેછે, પરંતુ આપણા કંગાળ મજુરો પોતાનાં છોકરાંને ભણાવવામાં મહિને બે ચાર પૈસા પણ ખરચી શકતા નથી.

આપણા દેશના કારીગરોની હાલત પણ સંતોષકારક નથી. આપણા લોકો કહે છે કે કડીઆ, સુતાર, ગમે તેટલું કમાય તોપણ તેમને જેવારો નહોય. તેઓ ગમે તેટલી મહેનત કરે તો પણ તેઓ પૈસાદાર થાય નહીં. તેનું કારણ એમ બતાવવામાં આવે છે કે તેઓના કામ સાથે અધર્મ વળગેલો છે, કેમકે તેઓને જીવ મરે તેવાં કામ કરવાં પડે છે, લીલાં ઝાડ કાપવાં પડેછે, અને તેઓ હાડ ભાગી પ્રમાણિકપણે કામ નહીં કરતાં વખત ચોરે છે. પરંતુ ખરાં કારણ તો બીજાંજ'છે. તેઓ રોજ આઠ દશ આના મેળવે તેમાં મહિનામાં ચાર પાંચ અણોજા આવે, ચોમાસામાં ઘણુંકરીને કામ ન મળે, બીજી રૂતુઓમાં પણ દેશમાં તડામાર કારખાનાં ચાલતાં ન હોય તેથી દરરોજ કામ ભા-

એજ મળે. શરીરને બિમારી હોય ત્યારે અથવા કુટુંબમાં કાંઇ હરકતો હોય ત્યારે તેઓ કામપર હાજર નહીં થઈ શકે, એ માટે આખા વરસમાં તેઓ માંડ સો રૂપીઆ મેળવી શકે; તેમાંથી પોતાને જોઇતાં ઓજારનું ખરચ, પોતાને સખત મહેનત કરવાની તેથી કાંઇ ભારે ખોરાક ખાવો પડે તેનું ખરચ, અને પોતાના આખા કુટુંબના ઉદરપોષણનું ખરચ બાદ કરીએ તો બાકી શૂન્ય અથવા તેની લગભગજ તેની સિલકમાં વધવું જોઈએ. તેમાં વળી છૈયાં છોકરાં પરણાવતાં કે મરણનાં કારજ કરતાં જે ખરચ થાય તે જો કાંઈ બચ્યું હોય તો તેને તાણી જાય, અથવા કરજે નાણાં કાઢવાનો વખત લાવી મૂકે, એટલે તે બિચારાઓને પૈસાદાર થવાનો વખત ઘણું કરીને આવેજ શાનો? બિચારા દરજી લોકો પણ બૂમ પાડે છે કે અમારે જોઇએ તેટલી કમાણી નથી. તેઓ પોતાનાં વતન છોડી દેશ પરદેશ ભટકવા જાય છે, તે ઉપરથીજ માલમ પડેછે કે તેઓ પોતાનું ગુજરાન ચલાવી શકે તેટલું તેઓ પોતાના વતનમાં પેદા કરી શકતા નથી. વિરમગામના દરજીઓની કારીગરીથી સર્વ કોઈ વાકેફગાર હશે, એમ છતાં તેઓને જોઇએ તેટલું કામ ન મળવાથી તેઆનો રોજગાર ભાગતો જાય છે, અને તેઓ ગુજરાત ને કાઠીઆવાડના ઘણા દૂરના ભાગોમાં અને છેક મુંબઈ સુધી રોજગારને અર્થે ભટકયા કરે છે. સારો રોજગાર ન મળવાનું કારણ દેશની ગરીબાઈ શિવાય બીજું કાંઈ નથી. દરજીના રોજ કડીઆ સુતાર કરતાં ઉતરતા હોય છે. આ પ્રમાણે કારીગરોના રોજ બતાવ્યા તે ફક્ત મોટાં શેહેર અને કસ્બાઓમાંજ હોય છે. ગામડાની અંદર રહેનારા કારીગરોને તો એનો અર્ધો ભાગ પણ મળી શકતો નથી, કેમકે ગામડાના કંગાળ લોકો પાસે આપવા લેવાનું હોય શું? ત્યાં દરજી સુતારને મોસમ વખતે લોકો

ખળે બોલાવી પોતાના કામના પ્રમાણમાં મણ અધમણ દાણા આપે છે, અને એજ તેમણે આખુ વરસ કામકાજ કર્યું હોય તેની કીમત સમજવી! બીજા હલકી જાતના કારીગરો હજામ, કુંભાર, ચમાર વગેરે જેમને વસવાયાં કહે છે તેઓને પણ ગામડાની અંદર ખળેથી દાણા આપવાની રીત હોય છે. આખું વર્ષ એક કુટુંબના તમામ મરદોની હજામત કરતાં છતાં જ્યારે તેને ફકત દશ બાર આનાની કીમતના મણ અધમણ દાણાજ આપવામાં આવેછે, ત્યારે એક હજામ વર્ષે દહાડે કેટલું કમાઈ શકે તેનો અડસટો કાડવો સહેલ છે. મોટા ગામડામાં જ્યાં ત્રાંબાના ચળકતા પૈસા લોકોના હાથમાં આવી શકે છે, તે ઠેકાણે એક માણસની આખી હજામત કરવાનું મુલ અરધો પૈસો કે બે પાઈ આપવામાં આવે છે, એ સાંભળી તમને હસવું આવ્યા વગર રહેશે નહીં, એવા હજામ કારીગરો હજામત પણ અરધા પૈસાની કે બે પાઇની કીમતનીજ કરેછે એ જાણવું વળી વધારે રમુજી છે. તેમનાં સાજ કટાઇ ગએલાં ને ઘસાઇને બુઠાં થએલાં હોયછે, તેમના હાથ ઘણા ભારે હોય છે, અને તેઓ જેમ એક ભેંશને ઝપાટાબંધ સોરી કાઢે તેમ તેઓ માથું અરધું પલાળ્યું ન પલાળ્યું કે ઉભે અસ્ત્રે ઘણી ત્વરાથી સોરવા મંડી જાય છે; અને એ રીતે એકવાર સોરાઈ રહ્યું કે બીજીવાર અસ્ત્રા ફેરવવાની તેઓ જરૂર પણ જોતા નથી. આવી હજામત અને તે પણ મહીના પંદર દહાડાની ખુબ વધ્યા પછી કરાવીને પણ બે ચાર ઠેકાણે કાપ્યું હોય, ને કોઇ ઠેકાણે વાળ પણ રહી ગયા હોય તેની દરકાર કર્યા વગર બિચારા ગરીબ લોકો ખુશ થાય છે; અને ગામડાના જડસા હજામો ત્રાંબાનો ચળકતો અડધો પૈસો કે બે પાઇ જોઈ ખુબ કમાઇ થઈ સમજી હરખાય છે! અરે કમબખ્ત કારીગરો ને ગરીબ

લોકો ! અરે અભાગીઆ પણ ધાનતદાર ને મહેનતુ હુન-
રીઓ ને ખેડુતો! અરે બેઠાખાઉ ને દુર્ગુણથી ભરેલા ઉ-
ત્તમ વરગના લોકોની મોજ મજા પૂરી પાડનારા અને તે-
મને માટે જાણે પરમેશ્વરે સરજ્યા હોય તે રીતે તેમની
ગુલામગીરી કરનારા ચીથરેહાલ બંધુજનો ! તમારી ખરી
મેહેનતનો કાંઈ પણ બદલો આપ્યા શિવાય, તમારા ક્ષણ
પ્રતિક્ષણ થતા ઉપકારો ઉપર કાંઇ પણ ધ્યાન આપ્યા વ-
ગર, લોભી અને દુર્ગુણી શ્રેષ્ટ વર્ગીઓ કૃતઘ્ન થઇ તમને
છેકજ ચુસી ખાતા સુધી ત્રાસ પામતા નથી એ શું ઓછું
ભયંકર ને ખેદકારક છે? અફસોસ તમારી માઠી હાલત ઉ-
પર. અને અફસોસ તમને ફોલી ખાનારા નિર્દય ગીધ પ-
ક્ષિઓ ઉપર. તેઓ ચાર ચાર દહાડે ઘણી સફાઇબંધ હ-
જામત કરાવે. ઊંચી જાતના વિલાયતી સાબુને કીમતી સ-
જીઆનો ઉપયોગ કરી શકે, પણ તમે જાણે નીચમાં નીચ
પશુ હો અને દાતરડા જેવે કાકરવાળે અસ્ત્રે વગર પલાળે
પણ સોરી નાખવાથી જાણે તમને કાંઈ પણ અસર થતી
ન હોય એ રીતે તમને બોડવામાં આવે છે; તેઓ ઊંચી
જાતના ભભકાદાર વસ્ત્રાલંકાર પહેરી રોબ મારે છે, ત્યારે
તમને તમારાં અંગ ઢાંકવા જેટલાં—રે ટાઢ તડકાથી રક્ષણ
થવા જેટલાં— પણ જાડાં ખાધીનાં લુગડાંએ મળી શકતાં
નથી; તમારી મહેનતથી ઉત્પન્ન થએલા રૂનો અને તમારી
કારીગરીથી વણાએલા મશરૂનાં ગાદલાં, અને ગાલમશુરિયાં
વડે તમારા લહેણદારો અને તમારી ખરી મહેનત ઉપર
આધાર રાખનારા કહેવાતા ઊંચ વર્ગીઓ જ્યારે પોતાનાં
સુંદર મકાનોમાં આનંદ કરે છે, ત્યારે તમારે કંગાળ ઝું-
પડાની અંદર જમીનપર એકાદ બાગા થએલી ચીથરાની
ગોદડીમાં લપેટાઇ ઠુઠવાવું પડે છે; તેઓ ભાત ભાતનાં પ-
ગરખાં, બુટ ને મોજા પહેરી આમ તેમ ચમન કરે છે,

ત્યારે તમારે ઉઘાડે પગે ઉનાળાના કકડતા તાપમાં ને કાંટા ઝાંખરામાં અથડાવું પડે છે. તમારે પગે સેંકડો કાંટા ભાગે છે પણ તમે તેની દરકાર રાખતા નથી, કેમકે દરકાર રાખે પાલવે કેમ? એથી તમારા પગનાં તળિયાં બેહેર મારી જાય છે, તડકો તાપ ખમી ખમીને તમારી ચામડી કાળી ને કઠણ ભેંશના ચામડા જેવી થઇ જાય છે, તમારૂં મહો વાદમાં સમજતું નથી. કેમકે સ્વાદ આપનારી ચીજો તમારા મહોને સ્પર્શ કરે એવું તે ભાગ્યવાન નથી ! અરે સંતોષના નમુના, અરે ખરેખરા સહનશીળ, અરે દુ:ખમાંજ અવતરેલા ને દરિદ્રતામાંજ જીંદગી પૂરી કરવાને સૃજાએલા, અરે શાહુકાર અને સરકારનું દાસત્વ કરવાને અવતરેલા અનાથ કારીગરો અને ખેડૂતો! અફ્સોસ તમારી વિપત્તિઓ ઉપર ! અફ્સોસ તમારી કંગાલિયત ઉપર ! અને હજારવાર અફ્સોસ તમારા ઉપર વિના કારણે ગુજરતા બળાત્કાર ઉપર!!

નીચલા વર્ગના એટલે ખેડૂત, મજૂર, અને સાધારણ કારીગરે લોકોની દરિદ્રતા ઉપર વિચાર કર્યા પછી હવે આપણે ઉપલા વર્ગના લોકોની વધારે બારીકાઇથી સ્થિતિ તપાસીએ.

બન્ને વર્ગના લોકોની સ્થિતિ પરસ્પર આધાર રાખે છે. ઉંચ વર્ણના લોકોની કમાણી નીચલા વર્ગના લોકોની પેદાશ ઉપર વિશેષે કરીને રહેલી છે, એ માટે તેમની નિર્ધનતાને લીધે ઉપલા વર્ગોમાં નિર્ધનતા પ્રવેશ કરે એમાં નવાઇ નથી. વધારે સ્પષ્ટતાને માટે ઉપલા વર્ગના લોકોને આપણે ત્રણ ભાગમાં વહેંચી નાંખીશું. ૧ લો વ્યાપારી વર્ગ, ૨ જો બ્રાહ્મણો, ૩ જો જમીનદારો.

વ્યાપારી વર્ગ–વ્યાપારનો મુખ્ય આધાર પેદાશ અને ખપ ઉપર છે. જેમ દેશમાં માલ વધારે ઉત્પન્ન થાય, અને

પરિણામે તે દેશાવર જાય તેમ વ્યાપારની તેજી અને દેશની આબાદી વધારે થાય. જેમ દેશની નિકાશ કરતાં પરદેશી આવતો માલ અને તેનો ખપ વધારે તેમ દેશની આબાદાનીમાં ક્ષીણતા, પછી ગમે તો વ્યાપારમાં થોડી મુદત તેજી હોય કે ન હોય. આપણા દેશનો પરદેશમાં જતો મુખ્ય માલ જમીનની પેદાશ છે, અને તેનો વ્યાપાર કરનારાને કદાચ કમાણી થતી હશે; પરંતુ જેઓ દેશી કારીગરીથી ઉત્પન્ન થતી ચીજોનો વ્યાપાર કરનારા છે, અને જેઓ ગરીબ લોકો સાથે લેવડ દેવડ કરનારા એટલે વ્યાજવરાનો ધંધો કરનારા છે તેઓ દીનપરદીન નિર્ધન થતા જાય છે. પરદેશથી આવતી ભભકા ભરેલી અને દેખીતી સસતી ચીજોના મોં આગળ આપણા દેશમાં ઉત્પન્ન થતી ચીજો પછી તે ગમે તેટલી ટકાઉ હોય, પછી તે ગમે તેટલી ખરેખરી સારી હોય, પછી તે કુલ હિસાબ ગણતાં મોંઘી પણ પડતી ન હોય તોપણ તેઓ—ખરીદ કરનારને પસંદ પડતી નથી; એ માટે એવી વસ્તુઓનો વ્યાપાર કમ થતો જાય, અને તેના વેપારીઓ ખુઆર થતા જાય તેમાં આશ્ચર્ય શું? અમદાવાદ જેવા મોટા અને અગાઉના આબાદ શહેર તરફ નજર કરો, એકવાર તેના રેશમી અને સુતરાઉ કાપડને માટે તે આખા હિંદુસ્તાનમાં પ્રખ્યાત હતું, એકવાર એવા ઊંચા કસબને લીધે તેના કારીગરો ને વ્યાપારીઓ મોજ કરતા હતા, એકવાર તેનું બજાર જરીના રેશમી કપડાથી અને તેથી ઉત્પન્ન થતા નાણાથી ખૂબ ચળકાટ મારતું હતું તે અમદાવાદ જેવાના શેઠીયાઓની સાહેબી અને સેલગાહ રાજા રજવાડાઓને હઠાવી દે એવી થોડાં વર્ષ ઉપર પણ જોવામાં આવતી હતી તે અમદાવાદ, અરે તે ગુજરાતનું પાયતખ્ત, જેમાં હજી પણ મુસલમાન પાદશાહોએ બંધાવેલાં ભવ્ય મકાનો પોતાની

નમતી સ્થિતિમાં શહેરની પણ નમતી સ્થિતિ દેખાડી આપે છે, તે અમદાવાદ હાલ ઝાંખ અને કરમાએલું માલમ પડે છે. શેર સટ્ટાના ચેપી રોગથી પાયમાલ થતાં અગાઉ અમદાવાદની શીકલ જેમણે જોઇ હશે, તે વખતે ઠાઠમાઠથી નીકળતા ધનાઢ્ય શ્રાવકોના વરઘોડના એટલે તેમાં સોના રૂપાની પાખરોથી ભરેલા ઘોડાઓ, તે ઉપર સવાર થએલા હીરામોતીના ઊંચા દાગીનાથી ભરી કાઢેલાં બાળકો, હાથે ચળકતા મોતીના ચૂડા અને માથે મૂકેલા સોના રૂપાના તેજોમય કળશ સાથે અતિ ઊંચા વસ્ત્રાલંકાર પહેરી પાછળ ચાલતી ખુબસુરત અબળાઓના ભભકાથી જેમની આંખો અંજાઇ ગઈ હશે, જેમને કાને સંખ્યાબંધ ઘોડા, ગાડીઓ, બગીઓ, ચારકોના સોર ક્ષણેક્ષણે પડ્યા હશે, અને જેમણે એ ઠાઠમાઠ સાથે હાલનું ગમગીની કરતું રંડાએલું અમદાવાદ સરખાવી જોયું હશે તેમને ખરેખર અફસોસ થયા વગર રહ્યો નહીં હશે. અમદાવાદ કરતાં પણ પુરાતન અને વધારે નામીચું એવું સુરત શહેર જે એકવાર પૃથ્વીપરના સઘળા નામીચા દેશોમાં મશહુર હતું, જે એકવાર ગૂજરાતમાં ઉત્પન્ન થતો માલ પરદેશ મોકલીને અને દેશાવર સાથે ભારે વેપાર ખેડીને પોતાને તેમજ પોતાના દેશને આબાદ કરતું હતું, જેના ધનવાન શાહુકારોની શાહાવટ અને પ્રમાણિકપણાની કહેવતો જોડાઈ આખા ગૂજરાતમાં ચાલે છે તે અસલી ને આબાદ સુરત અમદાવાદ કરતાં પણ વધારે માઠી હાલતમાં આવી પડ્યું છે. તેનું બંદર ભાગી પડ્યું છે, તેના વેપારીઓ પાયમાલ થયા છે. અને તેનાં ભવ્ય મકાનો જમીનદોસ્ત થઇ પડ્યાં છે. એ સુરતની નમતી હાલતનું ચિત્ર ત્યાંના એક દેશાભિમાની કવિએ કેવું ખરેખરૂં ને અસરકારક બતાવ્યું છે તેનું કાંઇક જ્ઞાન તમને નીચેની લીટીઓથી થશે.

રોલા વૃત.

"આતે શા તુજ હાલ, સુરત સૂનાની મૂરત;
થયા પુરા બેહાલ, સુરત તુજ રડતી સુરત,
રે હસી હસીને રડી, ચ્હડી ચ્હડિ પડી તું બાંકી;
દિપી કુંદનમાં જડી, પડી રે કથિરે ઝાંખી.
કંચન મણિનો દેવ, જેમ વેચાયો કડકે
સકુમારો તુજ દેહ, તેમ વેંચાયો ભડકે,
નેન તણા ચળકાટ, પડયાં ફૂલાં કહાં આજે!
ભર્યા ગાલના ઠાઠ, પડયા કૂવા કહાં લાજે!
ઠર્યા હોઠ જે લાલ, ધ્રુજે તે ફીકા કાળા,
દાંત તણાતા હાલ, સુઝે મરવાના ચાળા.
રૂડું અણિયાળું નાક, બેઠું ચાઠાંથી ભાસે;
ગયું હાયરે નાક, નીચું મ્હોડું નીરાસે.
તનપર સુરખીલાલ, ઉડી રહેતી ચહડતીમાં,
ધૂળ ઉડે છે હાલ, ભુંડી દુખદા પડતીમાં.
ઉપરા ઉપરી માર, સૂલતાની અસમાની,
પડવા માંડયો ખબ, નિશાણી છે બહુ ધાની.
હાય હાય ઓ સુરત શેર શેરે ચુસિ લીધી,
હવે શું ઉઠિશ હાય, સુવાડી કરમે દીધી.
હતી જેવી ઓ સુરત, તેવિ શું ફરી થવાની,
નથી લાગતું હાય, હવે તું મરી જવાની. ઈ૦ ઈ૦

નર્મ પદ્ય.

જેવી અમદાવાદ અને સુરતની નબળી અવસ્થા છે, તેવીજ સ્થિતિ બહુ કરીને બધા શહેરની જોવામાં આવે છે. તમે ગમે તે શહેરમાં જાઓ અને તેના વ્યાપારીઓને પૂછો કે તમારો વ્યાપાર રોજગાર કેમ ચાલે છે? તો તેઓ ડોકું ધુણાવી નીશાસો નાખી કહેશે કે "સમા પ્રમાણે એવોજ, વખત બારીક આવ્યો છે. વેપારમાં તેજ નથી,

હાલનાં પાંચ સાંત વર્ષ વેપારીના હકમાં ઘણાંજ ખરાબ ગયાં છે, નફાની વાત તો બાજુએ રહી, પણ મા અને કોઠીમાંથી કાઢ એવું થયું છે, જો ખોટમાંથી બચીએ તો જાણે ન્યાલ થયા, સાપે છછુંદર ગળી છે તે નથી ગળી જવાતી કે નથી મેલી દેવાતી. શું કરીએ બાપ દાદાનું વતન મૂકી કયાં જઈએ, અને બાપ દાદાનો કસબ છોડી શું કરીએ, દુકાનનું ભાડું ને બાર મહીનાનું રોટલા ખરચ પણ જો રોજગારમાંથી પેદા કરી શકતા હોઈએ તો જાણીએકે ન્યાલ થયા; પણ ભાઇ અમારાપર દૈવ કોપ છે. માલનો કાંઇ ઉઠાવજ થતો નથી, અમારે અહીંથી (જાણે કે અમદાવાદથી) દર વરસ બે ત્રણ લાખનો કીનખાબ આદિ માલ વડોદરે ગાયકવાડ સરકારને ત્યાં જતો, લાખો રૂપિઆનો સામાન કાઠિઆવાડના રાજા રજવાડા લગ્ન અને બીજે પ્રસંગે મગાવતા, અને સાધારણ રીતે પણ પુષ્કળ ખપત થતી. પહેલાં અમે ખાઇ પી ગાડીમાં બેશી દશ વાગ્યા પછી દુકાને આવીએ, બાર વાગે બજાર ખૂલે, ને બે ચાર કલાક વેરત થાય, એટલામાં ઈશ્વર ઇચ્છાથી બે પૈસા ઠીક કમાતા હતા; પણ હાલમાં તો ઉલટી અલ્લા થાય છે, માલ ઘર જમાઈ રહે તેથી વ્યાજ ખાધ ભારે ભોગવવી પડે, વ્યાપારમાં કસ નહીં તેથી જે કાંઇ ભાગી તુટી ખપત થાય તેમાં નફો બહુજ થોડો આવે, માલ ટાઢો પડે તેથી કેટલીકવાર તો ખોટ મૂકીને પણ તે વધેરી દેવો પડે, વણાટીઆ વગેરે અમારા ઘરાકોને અગાઉથી રૂપિઆ ધીરવા પડે તેમાં તથા ઉધાર માલ આપવામાં ઘાલ ઘણી પડે, તેથી તથા સરકારના લેણદેણ સંબંધી સખત કાયદાને લીધે, અમે ભારે હેરાનગતિમાં આવી પડયા છીએ."

વ્યાજ વરાનો ધંધો કરનારા પણ સઘળે ઠેકાણે બૂમ મારે છે. કેટલાકે એ ઉપયોગી ધંધો છોડી દીધો છે, અને

જેઓ હજી તે ચલાવે જાય છે તેઓ દહાડે દહાડે નબ-ળી હાલતમાં આવતા જાય છે. એવા લોકોના મુખ્ય ઘ-રાક ખેડૂત અને કારીગરો હોય છે પણ ઘરાકો જ્યારે નિ-ર્ધનને ચિથરે હાલ થતા જાય ત્યારે વેપારીઓને પણ ખ-સુસ સોસવું પડે. વળી સરકારે મુદતના કાયદામાં ફેરફાર કરવાથી જેમ વેપારીઓના ધંધામાં હરકત આવી પડી છે તેમ તેથી ગરીબ લોકોની હાલત પણ વધારે બગડતી આ-લી છે. અનેક પ્રસંગે તેમને નાણાની જરૂર પડે છે અને વેપારીઓ કાયદાની સખતાઈથી ધીર ધાર કરવા રાજી હોતા નથી તેથી તેમને ભારે સરતો કરી નાણાં કરજે કાઢવાં પડે છે. વળી ત્રણ ત્રણ વરસે ખત ફેરવવાં અને છાપના કા-ગળનું ખરચ પોતાને માથે તાણી લેવું તેથી કદાચ કસુર કે બખોલાઈ કરી જો તે ખત ફેરવી આપતા નથી તો લે-હેણદારને મુદત વીતી ન જાય એટલા માટે પોતાની આ-શામીઓને કોરટમાં ઘસડવી પડે છે, તેમની સામે હુકમ-નામાં કરાવવાં પડે છે, અને એ સમે જો દેણદારો નિકાલ કરવા કબુલ થાય છે તો તેને માથે કોરટનો ભારે બોજો આવી પડે છે પણ જો તે છૂટકો કરવા કોઈ ઉપાય લઈ શ-કતા નથી તો લેહેણદાર તેમને ત્યાં જપતી લઈ જાય છે. માલ ઉપર ટાંચ લાવી તે ધૂળને પાડે લીલામ કરાવી દે-ણદારની ખરાબી કરી મૂકે છે. આથી કેટલાક એમ કહે છે કે લેણદારો બહુ જુલમી છે તેઓ ભારે વ્યાજ લઈ ભોળા લોકોને ફોલી ખાય છે, અને તેમની પાયમાલી કરનારા એજ વેપારીઓ હોય છે. પણ જરા ઉંડો વિચાર કરીશું તો માલુમ પડશે કે એ વાત સઘળી ખરી નથી. વેપારીઓ જો બની શકે તો વધારે વ્યાજ મેળવવાનો પ્રયત્ન કરે એ દેખીતું છે. કેટલાક એવા પણ મળી આવશે કે જેઓ આપણને ભોળા ગામડીઆઓને અનેક રીતે છેતરીને પૈ-

તાનું ઘર ભરવાને તાકતા હોય. તેઓ વ્યાજનું વ્યાજ વધારીને, કે સોળ પંચા બ્યાસી કરીને, કે ભૂગળબલા જેવી વસ્તુઓ આપીને તેમના લેણદાર ઉપર કરજનો મોટો બોજો ચઢાવ્યા કરે છે. અને મોસમ વખતે તેમણે જે કાંઈ ઉત્પન્ન કર્યું હોય તેમાંનો મોટો ને સારો ભાગ તેઓ ઉસરડી જાય છે. એમ છતાં તેઓ જુલમીને આખરના સખ્ત ઉપાય લઈ દેણદારની પાયમાલી શા માટે કરે, અને તેથી પોતાને હમેશનાં નુકશાનમાં હાથે કરીને કેમ લાવી મૂકે તે સમજાતું નથી. જે ઝાડ ઉપરથી ફળ મેળવવાની આશા હોય તેને મૂળમાંથી કાપી નાખવાને યત્ન કરે એવો મૂર્ખ કોણ હોય? જે ઝરાના મીઠા પાણીપર પોતાનો હમેશનો આધાર હોય તે ઝરાની મૂળ સેરોજ બંધ કરવાની બેવકુફાઈ કોણ કરે? વેપારીઓ એમ કરવાને ખુશી ન હોય એ સ્વભાવિક છે. વળી પોતાના ગ્રાહકોની ઉત્પન્ન કરવાની શક્તિ વધે તે માટે તેઓ કેવા સાવચેત રહે છે તે જુઓ. તેમને ચોમાસાની શરૂઆતમાં તેઓ બીજ તથા ખાતરને સારૂ નાણાં આપે છે. ખેતી કરવાને જરૂરનાં હથિઆર પૂરાં પાડવાના ઉપાય લે છે. તેમને બળદ ન હોય તો લઈ આપે છે. વાછરડા બંધાવે છે. ભેંસો ખરીદ કરી આપે છે. એ વગેરે જે જે ઉપાયથી તેઓ કમાણી કરી શકે તે તે ઉપાયો લેવામાં તેઓ કાળજી રાખે છે. ઉદર પોષણને માટે અનાજ જોઈએ તે સવાયા દોઢાની કે ગમે તેવી સરતો કરીને પણ તેઓ આપવાને ચૂકતા નથી. છૈયા છોકરાંનાં લગ્ન કરવાને કે મરણનાં કારજ કરવાને જે જોઈએ તે કાળી રાતે વેપારીઓ તેમના હાથમાં મૂકે છે; તેથી ઘરાકો તેમને પોતાના શાહુકાર કે માબાપ તુલ્ય ગણે છે ઘણીખરી વાર લેણદાર દેણદાર વચ્ચે સારો સ્નેહભાવ જોવામાં આવે છે. સારામાં સારાં શાક ભાજી કે તાજા પાક પોતાનાં છોકરાંને

આપતા અગાઉ તેઓ ઉમળકા સાથે લેહેણદારને ત્યાં પ. હોંચાડેછે. એમ છે ત્યારે શાહુકારો અરજીઓ કરી દેણદારનો માલ લીલામ શામાટે કરાવી નાખે છે, અને તેમને કેદમાં શામાટે મોકલે છે? તેનું કારણ ઘણીવાર સરકારનો કાયદો, કેટલીકવાર ઘરાકની લુચ્ચાઈ, ને કેટલીકવાર લેહેણદારનો જુલમ છે. લેહેણદારોને સખ્ત ઉપાય લેવા પડે, ઘરાકો સાથે અદાવત કરવી પડે, બંનેમાં અંટસ ને અધીરાઈ વધી પડે, એ બનાવ બહુજ ખેદદાયક છે. એનાં પરિણામ કેવાં થાય, તેનું દૃષ્ટાંત આપણે દક્ષિણમાં થએલા હુલ્લડ ઉપરથી જોયું. જો સરકાર આ બાબતને માટે પૂરો તપાસ કરી કોઈ સારા ઉપાય યોજી નહિ કાઢે, ગરીબ લોકોની હાલત સુધરે એવા ઉપાયો કામે નહિ લગાડે, અને લેહેણદાર દેણદાર વચ્ચેનો સંબંધ સંતોષકારક નહિ કરી આપે તો એથી પણ વધારે ભયંકર પરિણામ આપણે દિલગીરી સાથે જોવાં પડશે.

બ્રાહ્મણોને આખા દેશમાં સઘળી જાતના લોકો સૌથી પવિત્ર ને ઊચ વર્ગીય ગણે છે. ધર્મની જબરી લગામ તેમના હાથમાં છે. સઘળી જાતની ક્રિયાઓ કરવાનું કામ તેમની પાસે છે, શાસ્ત્ર સંબંધી ઊંચું જ્ઞાન ધરાવવાનો તેઓ ફાંકો રાખે છે, વહેમી વિદ્યાના તેઓ ખાં ગણાય છે અને આ જગતમાં થતાં પાપો નિવારણ કરી લોકોને સ્વર્ગે પહોંચાડવાની તેઓ શકિત ધરાવે છે (૧), એટલા માટે અધમ સ્થિતિમાં આવી પડેલી સઘળી જાતો તેમને ભૂદેવો અથવા દેવતાઇ શખસો સમજી તેમને મોટા ગણે, પૂજે, અને પાળે, પોષે, એમાં શી નવાઈ છે? જે વખત દેશ આબાદ ને સુધરેલો હતો તે વખતે ગ્રંથો રચવાનું વિદ્યાકળાના શોધ કરવાનું, ધર્મ સંબંધી અધ્યયન અને ધર્મોપદેશ તથા ધર્મક્રિયા વગેરે ઊચા પ્રકારનાં કાર્યો કરવાનું બ્રાહ્મણોને સોંપીને તેમને બીજી બાબતો તરફ ધ્યાન

આપવાની માથાફોડ ન પડે એટલા સારૂ તેમનું ઉદરપોષણ પુરૂં કરવાનું કામ બીજા વર્ગના લોકોએ વાજબીરીતે માથે લીધું હતું. પણ હાલ જો બ્રાહ્મણો પોતાનો ખરો ધર્મ સમજતા હોય, અને તે પ્રમાણે ખરા દિલથી વર્ત્તતા હોય તો તેમને મળતું માન કોઇ રીતે ગેરવ્યાજબી કહેવાય નહીં. પરંતુ બીજા વર્ગની પેઠે બ્રાહ્મણો પણ અધમ થઇ ગયા છે, તેઓએ પોતાના કુળમાં ચાલી આવતી પંડિતાઇ ખોઇ નાંખી છે, શાસ્ત્રમાં તેમને ગતાગમ રહી નથી, ઉપદેશ કરવાનું અને જ્ઞાન આપવાનું પવિત્ર કામ તેમણે છોડી દીધું છે અને પોતાનો મુખ્ય પેશો ભિક્ષાવૃત્તિનો છે ને છેતરપંડિનો કે વહેમ વધારવાનો કરી મૂક્યો છે; કેમકે અધમ ને દરિદ્ર થઈ ગયેલા બીજા વર્ગો તરફથી તેમને હકનો મળતો આશરો બંધ પડયો અથવા ઘણોજ ઓછો થઇ ગયો. જે થોડા બ્રાહ્મણો વિદ્યાના ઉપાસીઓ છે કે જેઓ બીજા ધંધા કરી પોતાની આબરૂ જાળવી રહ્યા છે તેઓને આ વાત અલબત લાગુ પડતી નથી. પરંતુ એવા બ્રાહ્મણો (જેઓ પોતાને ગૃહસ્થો કહેવડાવે છે અને બ્રાહ્મણ નામથી શરમાય છે) એટલા થોડા છે કે બ્રાહ્મણોને આપણે સામાન્યપણે ભિક્ષુકો કહીએ તો તે ખોટું નથી. ભીખ માગવી એ કોઇ જાતનો ઉદ્યમ ગણતો નથી. માટે ભીખ માગનારાઓ દેશને એક બોજો છે એમ સમજવું, તેઓ બીજાના ઉદ્યમ ઉપર જીવે છે. માટે તેઓ બીજાની મહેનતના ફળમાં ભાગ પાડનારા છે; એ માટે જેમ દેશમાં ભિક્ષુકોની સંખ્યા વધારે, તેમ દેશમાં દરિદ્રતા જાદે હોવી જોઇએ. દેશની બાબત પડતી મૂકી બ્રાહ્મણો કેવી હાલતમાં છે તે જોઈએ. લોકો સારી પેઠે સમજે છે કે પોતાના ગજા પ્રમાણે બે પૈસા દાન કરવું એ પુન્યનું કામ છે, અને લોકો માને છે કે દાન કરવાનું

ઊંચામાં ઊંચું પાત્ર બ્રાહ્મણ છે; માટે દેશમાં જેટલું દાન થાય તેમાંનો ઘણો ભાગ બ્રાહ્મણોના ઘરમાં જઇપડે. એમ છતાં બ્રાહ્મણો ભીખારીના ભીખારી! પોતાની હાલતનો બચાવ કરવા અને પોતાનું માન જાળવી રાખવા સારૂ બ્રાહ્મણો કહે છે કે અમે જ્યારે ભગવાનને લાત મારી ત્યારે તેમણે શ્રાપ દીધો (સીતાએ નોતરાં દીધાં છતાં કોઇ બ્રાહ્મણ જમવા ન ગયા માટે તેમણે શ્રાપ દીધો એમ પણ કોઈ કહેછે) કે જાઓ તમારી કળજુગમાં એવી હાલત થશે કે તમે ઘેર ઘેર ભટકીને માગી ખાશો તોપણ તમને પેટ ભરીને ખાવાનું મળનાર નથી. ખરેખર બીચારા બ્રાહ્મણો પોતે પોતાનું જે ચિત્ર આપે છે તે આબેહુબજ છે. એ બાબત કવિ શિરોમણી અને જ્ઞાતિએ બ્રાહ્મણ એવો પ્રેમાનંદ કહે છે કે—

"ભ્રગુજીએ લાત મારી, ભલપણ શું કર્યું
બ્રાહ્મણ ભીખ મારતા કર્યા એમનું શું ગયું!"

કલ્યાણ ધર્મોજે કરી ચપટી ચપટી માગી ખાનારાને હાલ ઉદર પોષણ જેટલું અનાજ પણ મળી શકતું નથી; લાંબું ટીપણું ખોશી ધન મકર કરનારા પણ વિપત્તિ ભોગવે છે; ડગલો ડગલો કે રોકડીઓ પૈસો કે કંકુના ચાંલ્લા કરી ટેલ નાખનારાઓ એક ગામમાં બબે ત્રણ ત્રણ વર્ષ પડ્યા રહે છે તોપણ તેમની પેદાશ સંતોષકારક થતી નથી; માતા લાવો કંકુ ચુંદડી કહાડનાર, કે જાદુઇ ખેલ કરી ભોળી અબળાઓને છેતરનારા. જેઓ અગાઉ સેંકડો રૂપીઆની કમાણી કરી પૈસાદાર થતા અને મોટા મહારૂદ્ર કરતા તેઓ પણ હાલ પોતાની સ્થિતિ ઉપર નિસાસા નાખે છે; પારથિવ કરનારા, જપ કરનારા, દેવસ્થાનોમાં પૂજાની ખાતર બેસી રહેનારા, આકાશવૃત્તિવાળાઓ માઠી હાલત ભોગવે છે; ગામડામાં જઇ ચાતુરમાસ કથા કરનારા,

માણભટો, અને સામળભટ જેવાની વાર્તાઓ વાંચી ખાનારાઓ પોતાના કુટુંબને બાર મહીના ચાલે એટલું અનાજ પણ મેળવી શકતા નથી; જેઓ ગામોટ કે ગોરપદુ કરી ખાનારા છે અને જેઓની કેટલીક કમાણી નિયમિત છે. તેઓ પણ કાંઈ સારી હાલતમાં હોય એમ જણાતું નથી. આ ઉપરથી ઘણાક પોતાનો બાપ દાદાથી ચાલ્યો આવતો ધંધો છોડી દઈ, તેમાંના કેટલાક રસોઇઆ થાય છે, કેટલાક ગમે તેવી નોકરીએ વળગે છે, કેટલાક ગાડીતી કરી ખાય છે. અને કેટલાક તો હળ કુંટીઆ પણ થઇ ગયા છે. આ પ્રમાણે બિચારા સૌથી ઉંચ વર્ગના ભૂદેવો અધમ સ્થિતિમાં આવી જતાં સૌથી નીચ વર્ગના લોકોને માટે મુકરર કરેલાં એવાં દાસત્વનાં કામ વટીક કરે છે. કેટલાક બ્રાહ્મણો એમ કહે છે કે અંગ્રેજી મ્લેચ્છરાજ આવ્યું ને લોકો મ્લેચ્છ વિદ્યા ભણવા લાગ્યા તથા મ્લેચ્છોના સંગમાં પડ્યા માટે તેમની બુદ્ધિ ભ્રષ્ટ થતાં તથા તેઓ ધર્મે નાસ્તિક થઇ જતાં તેઓ પુન્યદાન કરતા બંધ થવા લાગ્યા એ માટે અમારી રોજી ઘટી ગઈ. અલબત આ કહેવામાં કાંઈક સચ્ચાઇ છે, પરંતુ તેમની રોજી ઘટી જવાનું મુખ્ય કારણ તો દેશની પડતી—દેશની ગરીબાઇ છે. કાંઇ ગામડાના ગરીબ લોકોને ઇંગ્રેજી વિદ્યાની અસર થઇ નથી, કંઇ દેશની ભોળી અબળાઓ અંગ્રેજી કેળવણીનો લાભ લઈ હજી હાલના બેઠાખાઉ બ્રાહ્મણોને કુપાત્ર સમજવા લાગી નથી; એમ છતાં તેમને જોઇએ તેટલી ભીખ મળતી નથી, તેનું કારણ લોકોની દરિદ્રતા છે.

જમીનદાર-આ વર્ગમાં રાજા રજવાડાથી માંડીને છેક થોડા વિદ્યાના પસાયતાવાળા વતનદારો આવી શકે છે. આખા હિંદુસ્તાનમાં એવાં રાજ થોડાંજ છે કે જેમના ખજાના પૈસાથી તર હોય. જ્યાં ને ત્યાં આપણે સાંભળી

એ છીએ કે ફલાણા રાજાને માથે આટલું કરજ છે, ફ-લાણું રાજ કરજમાં ડુબી જવા આવ્યું છે, ફલાણા રા-જાપર ભારે કરજ થઈ જવાથી અંગ્રેજ સરકારની જપ્તી આવી. જેઓ ગરાશીઆ અથવા ગામ ધણીઓ છે, તે-ઓની હાલત તો સાધારણ વેપારીઓ કરતાં પણ ખ-રાબ છે, તેઓ હમેશાં ભારે કરજમાં ડુબેલા રહે છે, તે-મને લેહેણદારો નીચોવી ખાય છે, તેમનાપર રાજની લ-ગામ બહુ સખત હોય છે, તેમને ભારે ખંડણી અને અનેક જાતના વેરા ભરવા પડે છે, તેમને ગરાશીઆ ઠર્યા માટે અનેક જાતનાં ભારે ખરચ કરવાં પડે છે, તેમની રૈયતની કંગાલિયતને લીધે તેમની આવકમાં ઉંડા ખાડા પડયા છે; એ કારણથી. તેમાંના ઘણાક હાલ એવી હાલતમાં આવી પડયા છે, કે તેમને પેટ ભરીને ખાવાનું કે તેમના દર-જ્જાને શોભે એવાં લુગડાં લત્તાં કે રહેવાને મકાન પણ મ-ળી શકતાં નથી. તેમના શાહુકાર જો મેહેરબાની કરી તે-મને જોઈતી ચીજો પૂરી પાડે તોજ તેઓ પોતાનું ગુ-જરાન ચલાવવાને શકિતમાન થાય છે. બાજરીનો રોટલો કે ચોખાની ખીચડીમાં દૂધ ને જરા સાકર મળે કે જાણે ઉંચી જાતનાં મિષ્ટાન મળ્યાં એમ સમજી તેઓ રાજી થાય છે, તેમનાં મકાન માટીનાં બાંધેલાં અને તે પણ ગલોચ અવસ્થામાં જોઈએ છીએ; તેમનાં કપડાં ખાધીનાં કે જાડા માદરપાટનાં ગંધાછ ઊઠે એવી મેલી સ્થિતિમાં માલમ પડે છે; તેમના મકાનમાં ગરાશીઆને છાજે એવા સરસામાન કે દાગીના નજરે પડતા નથી; અને તેમને શરીરે પર-વાળાં ને લાખથી ભરેલા સોનાના મણકાની માળા કે બહુ તો એક રૂપાના તોડા સિવાય બીજું કાંઈ દેખવામાં આ-વતું નથી. આવા નિર્ધન ગરાશીઆ કે જમીનદારનો વિ-લાયતના ધનાઢય જમીનદારો સાથે આપણે મુકાબલો પણ

કરી શકતા નથી. આપણા જમીનદારો કરતાં તો તે દેશ-ના મજુરો કે હલકા વર્ગના લોકો પણ વધારે સારી હાલતમાં હશે. આ બાબતમાં જેમણે ગરાશીઆ લોકનો મજાક ભરેલી કહાણીઓ ભાટ ચારણોને મોઢેથી સાંભળી હશે તેમને પૂરી ખાતરી થઈ હશે. આવેલા મેમાનોની આગતા સ્વાગતા કરવા સારૂ ચાલાક ઠકરાળાંએ ઘરમાં એકજ રહેલું ધાતુપાત્ર વેચી સિધું લાવવાની ચતુરાઇ ભરેલી પણ દરિદ્રતા દર્શાવનારી જે સમસ્યા કરી તે સાંભળી કોના હૃદયને અસર થઇ નહીં હશે?

હિંદુસ્તાનમાં હમેશને માટે નિવાસ કરીને અને ધર્મ શિવાય ઘણીખરી બાબતોમાં હિંદુઓ સાથે મળીને રહેલી એવી બે મોટી પરદેશી કોમો આ દેશમાં છે. ૧ લી મુસલમાનોની. અને ૨ જી પારશીઓની. તેઓ પોતાને હિંદુસ્તાનનાજ વતની કહેવડાવે છે, અને આપણે પણ તેમને આપણા દેશીઓ તરીકે ગણીએ છીએ. મુસલમાનો મૂળથી જબરા વ્યાપારી ન હોવાથી, અને તેમનું વલણ વિશેષે કરીને નોકરી ચાકરી તરફ હોવાથી, તેમની પાદશાહત અને તેને લગતાં મુસલમાની ઘણાંક રાજ્યો લય પામતાં તેઓ ખરાબ હાલતમાં આવી પડયા છે; કેમકે તેઓ મોટા રોજગાર કરી શકતા નથી, અને તેમને સારી નોકરીઓ મળી શકતી નથી. વળી તેઓ સ્વભાવે ઉડાઉ હોવાથી કરકસર કરીને સંચય કરવાની ડહાપણ ભરેલી રીત જાણતા નથી, તેથી પણ તેઓ ખુઆર થઈ ગયા છે. હાલમાં તેમની મુખ્ય રોજી હલકી જાતની નોકરી ઉપર, ખેતીવાડી ઉપર, હલકી જાતની કારીગરી ઉપર, કે મજુરી ઉપર રહેલી છે, અમદાવાદમાં સેંકડો વરસ સુધી મુસલમાની રાજ રહ્યા છતાં, અને તે વખતે સંખ્યાબંધ મુસલમાનો ઊંચી જાતની નોકરીએ હોઈને પુષ્કળ દ્રવ્ય સંપાદન કરેલું

હોવું જોઈએ તે છતાં, આજે અમદાવાદના મુસલમાનો કેવી અવસ્થામાં આવી પડ્યા છે તેનું ચિત્ર, ત્યાંના ત્રણ દરવાજા આગળ જે સંખ્યાબંધ ભૂખે મરતા મૂસલમાનો દરરોજ ભીખને માટે આવી બેસે છે તે જેમણે જોયું હશે તેમના મનમાં, આબેહુબ પડ્યા વગર રહ્યું નહીં હશે. ત્રણ પાંચ રૂપિઆની હવાલદારી કરનારા મુસલમાન પોતાના બો

હોળા કુટુંબને શી રીતે પોષતા હશે, અને સારાં દેખાવડાં કપડાં પહેરી ફાંકડા ડેર કેમ ફરી શકતા હશે તે જાણવું રમુજી થઇ પડશે. કુટુંબનુ ઉદર પોષણ મહા મુશ્કેલીથી થાય છે. ઘણીવાર અર્ધા ભૂખમરાની હાલત તેઓ ભોગવે છે; પરંતુ ટુકડા નિવાલા બાંટ ખાવાની જે તેમનામાં વિવેક ભરેલી રીતિ ચાલે છે તેથી પણ તેમનું મંદ ગાડું કાંઇક આગળ ચાલી શકે છે! ચુલાપર આધરણ મૂક્યા પછી ઘરનાં કોઠી હાલ્લામાં હનુમાન હડીઓ કાઢતા હોય માટે મીઆંભાઈને ખીચડી તથા તેમાં નાખવાનો સામાન લાવવા સારૂ બીબી અરજ કરે છે. મીઆંભાઈ ઘરમાં બે ચાર પૈસા પડ્યા હોય તે લઈ બજાર જાય છે. ને પાસેના પૈસાની બરાબર વેતરણ કરી બે પૈસાની ખીચડી, અને એક પઈસાનું ઘી લઈ, બાકીના એક પૈસામાં (ગાંઠે નાણું મળે નહીં ને શોખ તો બહુ ભારી એટલે) દમડીની કાળી મીરચી, દમડીના કલાફ્રર, ચારે બદામના ધાણા, અને બે બદામનું જીરૂં આપવાને. તથા ઉપર એક લસણની કળી માગી આપવાને "દુકાનદારને ઉપડતે સાદે હુકમ કરે છે! દુકાનદાર બીજાં મોટાં ઘરાકોમાં ગુંથાએલો હોવાથી દમડી ને બદામથી માગણી કરનાર પેલા મુસલમાન તરફ ધ્યાન આપી શકતો નથી, તેથી તે દુકાનદારને સંતાવતો કેટલીકવાર સુધી ખોટી ઉભો થઈ રહે છે. આખરે દુકાનદાર તેને પત કરતો નથી, એટલે તે બિચારાને

ભકતાં ખડબડતાં બીજી દુકાને જવું પડે છે, પણે બીબી ઘર ને આંગણે આવી મીઆંભાઈની વાટ આતુરતાથી જોયા કરે છે, છોકરાં ખાવા સારૂ કકલાણ કર્યા કરે છે, અને ચૂલે મૂકેલું આધરણ એમને એમ બળી જાય છે! પગારની તારીખે મીઆંભાઇ આનંદમાં આવી જાય છે, પુલાવ ખાવાનો ઠરાવ કરે છે, ને એક ઝીણા મલમલનો અંગરખો કરાવવાને નક્કી કરે છે. જો તેનો લહેણદાર દૈવ જોગે તે દિવસે ઉઘરાણી કરવાને ચૂકી જાય, તો મીઆંભાઇને બખ્ખાં થાય છે; કેમકે પોતાની બધી ધારણાઓ પાર લાવી તે સઘળો પગાર ભાર મૂકે છે. લહેણદાર આવશે તેને શો જવાબ દેવો, અને આખો મહીનો શી રીતે ગુજારવો, તેનો વિચાર તે આનંદના પુરમાં ઘસડાએલા મીઆંને તે વખતે જરા પણ થતો નથી. પોતાની પાસે હોય તો એકજ અંગરખો, અને તે જો ધોબીને આપે તો પછી પહેરવાને કાંઇ રહે નહીં, ધોબીને ધોવણના પૈસા આપવા પડે, ને વળી ઝીણા અંગરખાનો આવરદા પણ જલદી આવી રહે, માટે પોતેજ એક પૈસાનું સાબુનું ગોળીઉં ખરીદી નદીએ જાય છે. સારી પેઠે સાબુ લગાડી અંગરખો પોતાને હાથે સાવચેતીથી ધુએ છે, પણ પાસે બીજું વસ્ત્ર ન મળે માટે અંગરખાને ત્યાંજ સૂકવે છે, અને સૂકાતા સુધીના વખતમાં પોતાનું શરીર સારી રીતે ચોળી ચોળીને નાહે છે, તથા વાંકા ને ઝાંકરા કતરાવેલા વાળ સાફ કરે છે, અંગરખો સૂકાયો કે તે પહેરી લઈ રોબ મારતા મીઆંભાઇ મોટે રસ્તે આમ તેમ નજર કરતા ને પોતાના ડગલા તરફ જોતા પોતાને મહેલ પધારે છે. આ પ્રમાણે મુસલમાન પોતાની ફક્કડાઈ જાળવી રાખે છે! પારશીઓ મધ્યે જેઓ મોટા મોટાં શહેરમાં રહે છે, અને સારી જાતના વ્યાપારમાં કે નોકરીમાં પડેલા છે, તેઓની હાલત હિંદુ લોકો કરતાં

અલબત સારી જણાય છે; પરંતુ જેઓ ગામડામાં રહીને ખેતીવાડી કરી ખાય છે કે શાક તરકારી વેચી ખાય છે, તેઓની સ્થિતિ તો તે વર્ગના હિંદુઓ કરતાં પણ કંઇક ઉતરતી રહેછે.

આ પ્રમાણે હિંદુસ્તાન માંહેલી જાતો વિષે સંક્ષેપમાં વર્ણન કર્યું તે ઉપરથી તમારી ખાતરી થવી જોઇએ કે આ અસલના નામાંકિત ને પૈસાદાર દેશમાં આજે લોકો નિર્ધન અને ખરાબ હાલતમાં આવી પડ્યા છે. ગ્રાંટડફ સાહેબ જણાવે છે કે હિંદુસ્તાનના રહેવાસીઓ અંગ્રેજો કરતાં પંદર ઘણા ગરીબ છે, અને એ વાત અક્ષરે અક્ષર ખરી છે. હિંદુઓ સરેરાશ જેટલું કમાય છે તેના અર્ધ કરતાં પણ વધારે તો અંગ્રેજ લોકો પોતાની સરકારને કર આપે છે; કેમકે હિંદુસ્થાનમાં લોકોની સરેરાશ કમાણી વરસે દહાડે ચાળીશ રૂપીઆ કરતાં પણ ઓછી છે, અને અંગ્રેજો પાસેથી વિલાયતમાં લેવાતો કર માથાદીટ વીશ રૂપિઆ કરતાં પણ વધારે પડે છે. અંગ્રેજોને આવો મોટો કર ભરવો પડે છે તેથી કદાચ તમને આશ્ચર્ય લાગતું હશે, પરંતુ હિંદુલોકો પાસેથી જે કર સરકાર લે છે તે તેમની ઉપજના પ્રમાણમાં ગણીએ તો અંગ્રેજો કરતાં દોઢો થાય છે, એટલુંજ નહીં પણ હિંદુલોકો ઉપર જે કરનો બોજો પડે છે તેવો બોજો ખમનારી આખી આલમમાં બીજી કોઈ પ્રજા નથી, એવું ગ્રાંટડફ સાહેબ પોતે જણાવે છે, એ જોઇને તમને ખસૂસ ત્રાસ ઉપજશે કે ગરીબ હિંદુઓને માથે પડતાપર પાટુ શા માટે હોવી જોઇએ. હિંદુઓની સરેરાશ ઉપજ વધારેમાં વધારે ચાળીશ રૂપિઆ ગણાવી, તેમાં મોટા મોટા વેપારી ને શેઠ શાહુકારો તથા જમીનદારોની ઉપજ પણ આવી જાય છે, તે જો કાઢી નાખીએ તો ગરીબ લોકોની કમાણી ભાગ્યેજ બાર મહીને દશ રૂપિઆ પડે. એવા ગરીબ લોકો જેમની સંખ્યા માતબરો કરતાં અતિ વિશેષ

છે, તેઓ કેવી હાલતમાં દહાડા કાઢે છે, તેમનાં રહેવાનાં ઘર–રે ખોરડાં–ઝુંપડાં–કુબા કેવાં હોય છે, તેમને પહેરવાને કેવાં વસ્ત્ર મળી શકે છે, તેઓ શું ખાઈને દહાડા કાઢે છે, એ સઘળાનું પાછળ વર્ણન આપી ગયો છું, તે ઉપરથી હિંદુસ્તાનની પાયમાલી તમારા ધ્યાનમાં બરાબર આવી ગઇ હશે. હિંદુઓ આવી કંબખ્ત હાલતમાં કેમ આવી પડ્યા તેનાં કારણ વિગતવાર ખોળવા કરતાં, એ કંગાલ હાલત કેમ દૂર થાય, અને તેને માટે શા ઉપાય લેવાની સત્વર જરૂર છે, તેનો વિચાર કરવાનો આ પ્રસંગે મારો વિશેષ હેતુ છે. એ માટે, પડતી થવાનાં કારણો ટુંકામાં આટોપી મારી મુખ્ય મતલબપર હું જલદી આવી પહોંચીશ.

---

## ભાગ ૨ જો.

હિંદુસ્તાનની પડતી થવાનાં ઘણાં કારણોમાં રાજપ્રકરણી જેમ એક મુખ્ય કારણ છે, તેમ દેશી કારીગરીનું ને પરિણામે વ્યાપાર રોજગારનું પડી ભાગવું એ પણ એક મુખ્ય કારણ છે. પરદેશી રાજ્યની ધૂસરીએ તો આપણે સેંકડો વરસથી જોડાયલાજ છીએ. અને તેમાં આપણી પોતાનીજ કસુર ને નબળાઈ છે, એ માટે, તથા જેટલાં પરદેશી રાજ થઈ ગયાં તેમાં અંગ્રેજી રાજે આપણને કેટલીક જાતના વિશેષ લાભ ચખાડવાથી, આપણે તેના તરફ વધારે વફાદારી બતાવી સંતોષ માનતા આવ્યા છીએ પરંતુ કેટલીક મુદત થયાં હિંદુસ્તાનની અંદર તરેહવાર અધિકારીઓ નીમાઈ આવતાં સરકારની રાજરીતિ જાણે બદલાઈ હોય, અને લોકોને જાણે સરકારનાં કાર્યો પક્ષપાતી, સ્વાર્થી, ને અન્યાય ભરેલાં જણાઈ તેઓ ઠેકાણે ઠેકાણે બબડતા હોય એમ લાગે છે. અંગ્રેજી રાજથી લોકોમાં કે-

ળવણીનો પ્રસાર થયો છે, અંગ્રેજી રાજથી દેશમાં સલાહ શાંતતા પ્રસરી છે, અંગ્રેજી રાજથી ઘણી બાબતોપર લોકો વિચાર કરતા થયા છે, અને અંગ્રેજી રાજથી મોજમજા માંડવામાં ચિત્રવિચિત્ર સાધનો લોકોને હાથ લાગ્યાં છે. એ વાત સઘળી ખરી છે; અને એ માટે અંગ્રેજ સરકારનો દેશપર આભાર થયો છે. તથાપિ જ્યારે બીજી બાજુને બારીકાઇથી તપાસીએ છીએ, ત્યારે અફસોસ થયા વગર રહેતો નથી. જે શાણી સરકાર ઘણા કાળથી અધમ થઇ ગએલા દેશને તારવાની સ્તુત્ય ઈચ્છા રાખે છે, અને જે વિચારવંત સરકાર દેશને જોઈએ તેટલો આબાદ ને હુશીઆર કરી રાજની લગામ સ્વઇચ્છાથી તેને હસ્તગત કરી અમર કીર્ત્તિ મેળવવાની ભલી નેમ દુનિયાને જણાવે છે, તેજ રાજથી જ્યારે દેશની હાલત સુધારવાને બદલે બગડતી જાય, લોકો નિર્ધન ને નિર્બળ થાય, ત્યારે તેના જેવું ખેદદાયક બીજું કાંઈ નથી. દેશમાં લાંબી મુદત રહેલી એવી મુસલમાની પાદશાહતો જો કે જુલમી ને અન્યાયી હતી, જો કે તેણે દેશ સુધારવાની ઘણી ધારણા રાખી નહોતી, જો કે અંગ્રેજ સરકારના જેવા બુલંદ વિચારો હિંદુઓના હકમાં તેણે પ્રગટ કર્યા નહોતા, તોપણ તે વખતના હિંદુઓ હાલના કરતાં પૈસે ટકે વધારે સુખી હતા એમાં શક નથી. તે વખતનો ભરતખંડ હમણાંના કરતાં વધારે ‡ધનવાન હતો,

‡ મુગલાઈ વખતમાં વેપારને આબાદી વિશેષ હતાં. તે બાબત કવિ નર્મદાશંકર સુમતા વર્ણનમાં જણાવેછે કે,

રોલા

"સંતતિયે કાંઇ શૂર જુદ્ધમાં નથી જણાવ્યું,
પણ વેપારે પૂર, ઇલમમાં ખૂબ બતાવ્યું,
ગોપી કેરો વખત, ખરી છુટનો સુખી જાણું,
મુગલ વખત વેપાર, આજ બંનેનું સાણું.

કેમકે પાદશાહો જે કાંઇ અન્યાયથી કે લૂટી લગડીને કે પોતાના ખરા હક તરીકે રૈયત પાસેથી લેતા તે સઘળું દેશમાંજ રહેતું; એમાંની એક પાઇ પણ પરદેશ જતી નહીં; કારણ મુસલમાનોએ પોતાનું અસલ વતન વિસારી દઈ હિંદુસ્તાનનેજ પોતાનું હમેશનું રહેઠાણ કર્યું હતું. સઘળી જાતના નોકરો આ દેશમાંજ રહેનારા હોવાથી તેમની કમાણીની વ્યવસ્થા હિંદુસ્તાનમાંજ થતી. પાદશાહથી માંડીને એક હલકા સિપાઈ વટીકને જે જે ચીજો વાપરવાની તે આ દેશમાંથીજ ખરીદાતી. તેથી દેશમાં ધોકારે માલ ઉત્પન્ન થતો ને ખપતો. નોકરીની બાબતમાં હિંદુઓને કોઈ જાતનો અટકાવ નહોતો;—પછી જાત્યાભિમાનના કારણથી મુસલમાનો સંખ્યામાં ઘણા નોકર હોય--તેથી હીસાબી, ન્યાયની, અને લશ્કરી પણ મોટી નોકરીઓ હિંદુલોકો મેળવી શકતા હતા. હિંદુઓને રાજમાં નોકરી કરવાનો મુસલમાન જેટલો લાભ નહિ મળતો. તથાપિ તેઓ એની ખોટ બીજી ઘણી રીતે પૂરી પાડી શકતા. મુસલમાનોને સઘળી જોઈતી ચીજો ઉત્પન્ન કરનાર. તેમને પૂરી પાડનાર અને તેમના લેહેણદાર શરાફો હિંદુઓ હોવાથી, મુસલમાનો જે કાંઈ હિંદુઓ પાસેથી ન્યાયથી કે અન્યાયથી પેદા કરતા, તે પાછું બીજે રસ્તે હિંદુઓનાજ ઘરમાં આવતું. આનું સબળ કારણ મુસલમાનોની હાલની હાલતજ બતાવી આપે છે; કેમકે મુસલમાનોએ અસલથી આજ સુધી હિંદુઓ પાસેથી મેળવેલો પૈસો પાછો હિંદુઓનાજ ઘરમાં જઇ પડનો, તેઓ જેવે હાથે હિંદુસ્તાનની પશ્ચિમ હદ ઓળંગી આ દેશમાં આવ્યા હતા, તેવાજ ઠાલા હાથવાળા તેઓ હાલ થઈ પડ્યા છે.

પરંતુ અંગ્રેજી રાજની અસર કોઇ જૂદીજ તરેહની લાગે છે. હિંદુસ્તાનપર રાજ કરનાર મહારાણી કે મહારાજાનું પાયતખ્ત પરદેશમાં હોવાથી તેમનાથી ખરચાતા લા-

ખો રૂપિઆમાંથી હિંદુસ્તાનના વેપારીઓને એક પાઈ પણ મળી શકે નહિ. હિંદુસ્તાનમાં રહેલા મોટામાં મોટા અધિકારીથી હલકી નોકરી કરનારા અંગ્રેજોને જોઇતી ઘણું કરીને બધી સંસારોપયોગી ચીજો વિલાયતથીજ ચાલી આવે છે, એટલે તેમના તરફથી પણ હિંદુસ્તાનને વેપારની બાબતમાં કશો લાભ થતો નથી. વળી અંગ્રેજ નોકરો પોતાના મોટા પગારમાંથી જે કાંઈ બચાવી શકે તે, તથા નોકરીથી વિરક્ત થયે જે પેન્શન મળે તે સઘળાં પણ વિલાયત ચાલ્યાં જાય છે. આવી રકમનો અડસટ્ટો કાઢીએ તો તે કરોડો રૂપિઆનો થઇ પડે. વળી અંગ્રેજ સરકારની નોકરી કરનારા બીજા લોકો—અરે પારશીઓ—મુસલમાનો—ને હિંદુઓ, પણ તેમના ઉપરીઓની નકલ કરવાને અને ભભકો મારવાને સંસારના સાધારણ ઉપયોગમાં પણ એટલી ચીજો વિલાયતી વાપરે છે કે આપણા લોકમાં ચાલતી કહેવત પ્રમાણે તેમને મ્લેચ્છ તરફથી મળતો પૈસો મ્લેચ્છ કાર્યોમાંજ વપરાઈ તેમની પાસે ઘણા પૈસાનો સંચય થઈ શકતો નથી, એટલુંજ નહિ પણ તેથી તેઓ પોતાની જાતનાઓને એક ગેરઇનસાફ આપે છે.

કેટલાક કહે છે કે મુસલમાન લોકો તો પહેલાં ઘણુંએ દ્રવ્ય આ દેશમાંથી લૂટીલગડીને પોતાને દેશ ચાલ્યા જતા. સુલતાન મહમદે, શાહાબુદ્દીને, અલાઉદ્દીને, તૈમુરે, અને છેવટે નાદિરશાહે, હિંદુસ્તાનના અખૂટ ખજાના લૂટ્યા હતા, અને તેઓ કરોડો રૂપિઆ પોતાના દેશમાં લઈ ગયા હતા. આવા બળાત્કાર ને આવી લૂટફાટ કાંઈ અંગ્રેજ લોકો કરતા નથી, પરંતુ અંગ્રેજ સરકારના રાજ્યથી જે બેમાલમ રીતે ને વગર બળાત્કારે નિરંતર પૈસો ચાલ્યો જાય છે, તેના મોઢા આગળ એ ભયંકર લૂટફાટ કાંઇ હિસાબમાં નથી, અંગ્રેજ સરકારના રાજ્યથી દેશની સમૃદ્ધિ

પરદેશ વહી જવાનો જે મોટો નળ હમેશ ખુલ્લો રહે છે, તેથી જેવું ને જેટલું નુકશાન આ દેશને છે તેવું ને તેટલું નુકશાન તો એ લૂટારા જુલમી મુસલમાનો પણ આ દેશને કરી શક્યા નથી. તેનું કારણ એ કે એવા દુષ્ટ લોકોના હુમલા ઘણી લાંબી મુદતે અને દેશના અમુક ભાગ ઉપરજ માત્ર થતા હતા, તેથી હિંદુસ્તાનમાં પડેલો ખાડો એ લાંબા અંતરમાં તેની ચમત્કારી ઉત્પન્ન શક્તિવડે જલદી પૂરાઈ જતો, અને બીજો જુલમગાર ચઢી આવે નહિ એટલામાં તો દેશ પહેલાંના કરતાં પણ સારી આબાદીમાં આવી જતો. વળી એ લોકોની લૂટ મોટાં રાજ્યોના કે દેવાલયોના ખજાના ઉપર થતી, તેથી તેની અસર સઘળા દેશમાં કે ગરીબ લોકો ઉપર થતી નહિ; પરંતુ હાલની અભાગણી વાહક ક્રિયા રાજાથી માંડીને એક ગરીબ મજુર સરખાને પણ લાગુ પડે છે; તેને મળનારી નાની નળીઓ છેક ગરીબ લોકોનાં માટીનાં છાપરામાં અને દેશના છેક અપ્રખ્યાત પ્રદેશમાં પણ જઈ લાગી છે. આ દુઃખદાયક બનાવથી ભલા અંગ્રેજો કદાપિ વાકેફ નહિ હશે, કદાચ તેઓનું ધ્યાન એ તરફ ખેંચાયું નહિ હશે, કદાચ એ સંબંધી થોડું ઘણું તેમના જાણવામાં આવ્યું હશે તો તેઓએ તે તરફ જોઇએ તેટલું લક્ષ આપ્યું નહિ હશે, એ માટે દેશમાં સ્થપાએલી આસોશિએશનોને અને સ્વદેશ હિતેચ્છુ પુરૂષોને ઘટ છે કે તેમણે બીજી અનેક બાબતોની સાથે આ અગત્યની વાતનો પણ પોકાર છેક વિલાયત સુધી પહોંચાડવો.

દેશ નિર્ધન થવાનું બીજું મોટું કારણ દેશી કારીગરીની પડતી છે. કારીગરી પડી ભાગવાનું કારણ પરદેશની અનેક ભભકા ભરેલી અને દેખીતી સસ્તી ચીજોનો દેશમાં પ્રવેશ અને તેનો પુષ્કળ વાપર છે. પરદેશી ચીજોનો જથાબંધ ઊઠાવ થતાં દેશમાં પેદા થતી ચીજોનો ખપ બિ-

બીલકુલ નહિ સરખો થતો ગયો, એટલે તેનો વેપાર પડી ભાગે એમાં શું આશ્ચર્ય! પ્રથમ આપણા શરીર તરફ નજર કરો, અને તપાસો, કે આપણા અંગપર આ દેશમાં ઉત્પન્ન થતી કેટલી ચીજો છે. આપણા બૂટ વિલાયતી, આપણાં મોજાં વિલાયતી, આપણાં ધોતીઆં વિલાયતી. આપણો ડગલો-અંગરખો વિલાયતી, તેમાં આવેલાં બટન અને દોરા સરખા પણ વિલાયતી, ખભે નાખવાના દુપટ્ટા વિલાયતી, હાથમાં ઝાલવાની લાકડી, મોં લૂછવાના રૂમાલ. તાપ કે વરસાદને માટે રાખેલી છત્રી પણ વિલાયતી, અને જેઓ પાઘડી (પાઘડી પણ ઘણાક વિલાયતી મલમલની બનાવે છે) નથી પહેરતા તેમના માથે બાંધવાના ફેંટા કે ટોપીઓએ વિલાયતી; ટુંકામાં આપણા પગથી તે માથાસુધી જે કાંઈ પહેરવામાં આવ્યું છે તે સઘળું વિલાયતી, આપણો શોખ વિલાયતી, અને આપણા વિચાર પણ વિલાયતી, એટલે આપણું દેશી ચીજો તરફ ધ્યાન પણ શાનું ખેંચાય!

દેશમાં રેશમી અને સુતરેલ ધોતીઆં ઠેકાણે ઠેકાણે થાયછે પણ આપણે એવા નાજુક થઇ ગયા છીએ ને વિલાયતી બની ગયા છીએ કે તે આપણને ભારે લાગે છે. તે વિલાયતી જેવાં દેખાવડાં નથી, તેમાં વિલાયતી જેવી કુમાશ ને હલકાશ નથી, અને તે વિલાયતી કરતાં મોંઘાં મળેછે. માટે એવાં ધોતીઆં કરતાં વિલાયતી ધોતીઆં ઘણાં સારાં. આપણે ધોતીઆં ખરીદવા જઇએ છીએ ત્યારે આપણા મનમાં દેશી ધોતીઆંનો વિચાર પણ કયાં આવેછે? આપણે તેને વિલાયતી સાથે મનમાં પણ સરખાવી જોતા નથી, અને એમ છતાં આપણે માની લીધુંછે કે વિલાયતી ધોતીઆં તેમના કરતાં સસ્તાં ને સારાંજ હોય! આપણાં બૈરાં છોકરાંના પોશાક તપાસીશું તો તે પણ લાવનારા આપણે અને તેમને પણ આપણા જેવા ભભકાની નકલ કરવાનો સ્વાભાવિક

રીતેજ શોખ થાય માટે તે બધા નહિ તો ઘણાખરા વિલાયતી માલમ પડશે. બૈરાં જેના સાધારણ ચણીઆ બનાવે છે તે મદરાસી, તેમના ગવનના નિર્લાજરા પણ આપણને ને તેમને પસંદ પડતા સાળુ, રેશમીકોર લગાવેલા મરીનાના કે બીજા ઝીણા કપડાંના સાળુ, ઉડીને આંખે બાઝે એવા રંગની વિવિધ પ્રકારની સાટીનનાં બનાવેલાં કાપડાં, એ સઘળું વિલાયતી. છોકરી છોકરાના પોષાક તો તેમના માબાપના પોષાકનેજ મળતા હોય, એ માટે તે ગણાવતા નથી. હવે આપણા ટેબલ તરફ નજર કરો, ને વિલાયતી ચીજો કેટલીછે તે તપાસો; ખડીઓ, શાહી, આંકણી, પેન, પેનસિલ, હોલ્ડર, કિવલ, કાગળ, પરબીડા, કાગળ પર મૂકવાના ભાર, કાગળ દબાવવાની ચાંપો, ખડીઆ મૂકવાનાં સ્ટેન્ડ, બ્લાટિંગપેપર, રબ્બર, ચાકુ, કાતર, સોયદોરા, ટાંકણીઓ, પરબીડા બંધ કરવાનાં વેફર, તે પર મારવાની છાપ, લાખ, ગુદરીયાં, રેતદાનીઆં, ટેબલપર પાથરવાનું પકડું. નોંધ લેવાની સ્મરણ ચોપડી, હિસાબ રાખવાની અંકાઈ આવેલી ને શોભિતા પૂઠાની ચોપડીઓ, એમાંની કયી ચીજ આપણે દેશી વાપરીએ છીએ વારૂં ? આપણું કામ તો એટલું બધું વિલાયતી થઈ ગયું છે કે દેશી ભાષામાં લખવું હોય તો પણ તેમાં દેશી શાહી, કે દેશી કલમ, કે દેશી રજી વાપરતા નથી; અને હિસાબી ચોપડામાં દેશી કાગળની જરૂર છતાં આપણે તે વિલાયતી કાગળના બંધાવીએ છીએ; આપણા ઘરમાં વપરાતા કે શોભાને માટે રાખેલા સામાન તરફ હવે આપણે નજર કરીએ. છતે ટાંગેલી હાંડીઓ, ઝુમર વિલાયતી છે; ભીતે લટકાવેલા ચિત્ર વિચિત્ર તકતાને દીવાલગીરીઓ વિલાયતી છે; ભીંતે દીધેલા શુશોભિત રંગો, અને કાચના સામાન ઉપર લગાવેલા ગલેફ સુધાં પણ વિલાયતીછે; શોભાવાળી નકશી કે રસેલી તરેહ તરેહની ખુરશીઓ, ટેબલો

કાચો વિલાયતથી આવેછે; બારણાને દીધેલાં બરડવાં, મજાગરાં, સ્ક્રુ, બારણું ઉઘાડવાના પીત્તળના ગોળવા, કપડાં મૂકવાની ખીંટીઓ, પાથરેલા કાનવાસના ગાલીચા, તે પરના માદર-પાટના ગલેફ, ચા પીવાના ચમચા, રકાબીઓ, કપસાસર, પાણી કે દારૂ પીનારને તે પીવાના ટંબલર, ગ્લાસ, વાઇન ગ્લાસ, લીકર ગ્લાસ, કોપર બરાસનાં વિવિધ પ્રકારનાં જળપાત્રો, હલકા ફૂલ જેવા પીત્તળના પ્યાલા, દવા પીવાના મેઝર ગ્લાસ, પાન સોપારીઓને માટે રકાબીઓ, ગજવામાં પૈસા રાખવાને નાની થેલીઓ, તીજોરીને માટે લોઢાની પેટીઓ, અનેક જાતનાં બારણે, પેટીએ, પોર્ટફોલીએ દેવાનાં તાળાં, એ પોર્ટફોલીઓ પોતે, ઘરગથુ દવાઓ, જેવી કે પેઇનકીલર. અજમાનો અર્ક, અજમાનાં ફૂલ, પીપરમીંટ. સુગંધીદાર વસ્તુઓ, જેવી કે કોલનવાટર, લવેન્ડર વાટર. પામેટમ (માથે ઘાલવાનું;) રાતે દીવા કરવાની મીણબત્તીઓ, રાકઆઇલ, અને તેમને માટે ચીમનીઓ, લાંપો, વાટો, અને સળગાવવાની દીવાસળીયો; ગોદડાં ઉપરની ચાદરો, પલંગ ઉપરની મચ્છર દાનીઓ. વા ઢોળવાના કાગળના વિંજણા, છોકરાંને રમવાનાં રમકડાં, જેવાં કે રબ્બરની દડીઓ, કાચની લખોટીઓ, વિલાયતી ભમરડા, ટોટીયો ફોડવાની પીસ્તોલો, ટોટીઓ; કૂતરા, બિલાડા, પૂતળાં, કળે ફરે-નાચે એવાં રમકડાં; ભરવાનું ઉન, કાનવાસ, સોય, સોયા દોરા-સુતરેલ -ઉનના-શણના-રેશમી, સુતળી, નાના મોટા કાંટા, કંપાસો, કાટલાં, બુટલોવાના, કપડાં સાફ કરવાના બ્રશ, દાંત ઘસવાના બ્રશ, ને તેનાં અનેક તરેહનાં મંજન, ખુરશીએ, કોચે, ગાડીએ મઢવાનાં અનેક તરેહનાં જાડાંને શોભીતાં કપડાં, ફીતો, ટકસો, ખીલા, ફાનસો, બગીઓ, ડોકકાર્ટો, ફેટનો, બ્રુહામો, કાર્કસ્ક્રુ, કમરપટા, શરીરે ચોળવાના સાબુ, અને બીજી સેંકડો અરે હજારો ચીજો આપણે વિલાયતી વાપરી-

એ છીએ. કારીગરોનાં ઓજાર, અતરડી, આરી, સાણસી, વિંધણાં, અસ્ત્રા, કાતર, જંતરડા, ગાળવાની કૂલડીઓ, હાથધમણો વગેરે વપરાય છે તે પણ વિલાયતી; સિપાઈગીરીનાં હથિઆર, પિસ્તોલો, બંદુકો, માબર, દારૂ, છરા, ટોટીઓ એ સર્વે પણ ત્યાંનાંજ; અનેક જાતની ધાતુઓ, તેમનાં પતરાં, શરીઆ, વાળા પણ આવેછે તે તે દેશથીજ.

આ પ્રમાણે સંસારની સઘળી જાતના કામમાં વપરાતી ચીજોમાંની ઘણીખરી જ્યારે વિલાયતી વપરાયછે, ત્યારે દેશી ચીજોની માગણી આપો આપ ઘટી જવીજ જોઇએ; માગણી ઘટતાં તેની બનાવટ ઓછી થવીજ જોઇએ; અને પરિણામે તે બનાવનારા કારીગરો નિર્ધન હાલતમાં આવી પડવાજ જોઇએ. દશ વરસ પહેલાંનો વિચાર કરીશું તો તે વખતે આટલી બધી ચીજો વિલાયતથી આવતી નહોતી; પરંતુ જેમ જેમ આપણો શોખ એવી ચીજોને માટે વધતો ગયો, અને તેનો ખપ જાગતો ગયો, તેમ તેમ આપણા શોખને અનુકુળ આવતી જાય અને તેને વધારે ઉસ્કેરે તેવી તરેહ તરેહની નવી ચીજો વિલાયતના કસબીને આગ્રહી લોકો બનાવતા ગયા; તેથી હાલમાં જે ચીજો તેમના જાણવામાં આવી નથી, અથવા જે તેમનાથી બની શકતી નથી, અથવા જેને માટે તેમને લાભ થઈ શકે તેમ નથી, તેવીજ ચીજો ફક્ત આ દેશમાં ઉત્પન થતી જારી રહીછે.

હવે જરા ગંભીરાઇથી વિચાર કરો, ને તપાસો કે વિલાયતી ચીજોને વધારે વાપરનારા, તેમનાપર વધારે શોખ રાખનારા, અને દેશી ચીજો ઊપર થોડુંજ ધ્યાન આપનારા કયા લોકોછે. મને લાગેછેકે આ બાબતનો વિશેષ દોષ જેઓ દેશનો જીર્ણોદ્ધાર કરવાનો, દેશને સુધારવાનો, દેશને આબાદ ને સુખી કરવાનો ફાંકો રાખે છે એવા ભણેલા લોકો ઉપર મૂકવો જોઈએ. એ ખરી વાત છે કે હાલમાં તો

અંગ્રેજી ચીજોનો વાપર સાધારણ થવા આવ્યો છે, ને તે રાજાથી રંક સુધી ભણેલા અને અજ્ઞાન સર્વે થોડી ઘણી વાપરેછે. તોપણ સાધારણ લોકો હજી દેશી ચીજો પુષ્કળ વાપરેછે. હજી તેઓ ભણેલાના જેવા વિલાયતી ચીજો પર આશક થયા નથી, હજી તેઓ વિલાયતી ચીજો તરફ અદેખાઇની નજરથી જોય છે, હજી તેઓ મત આપે છે કે "ચીન ને પૈસા લેવે છીન," "વિલાયતી માલ તકલદીછે, તે એકવાર વાપર્યો કે ધોયો એટલે પૈસા છૂટી પડે છે." તેઓ અંગ્રેજી રાજ્ય આવ્યું ત્યારથીજ ભવિષ્ય ભાખતા આવ્યાછે, અને હજી તેઓ કહ્યા કરે છે કે "ભાઈ દમડીએ ઊંટ વેચાશે, પણ માણસને તે ખરીદવાને દમડી મળનાર નથી." તેમનું ભવિષ્ય ખરૂં છે, અને જો કોઈ પ્રકારના ઉપાય લેવામાં ન આવ્યા ને આમને આમ ચાલ્યા કર્યું. તો ખરેખર લોક પૈસાવગરના થઈ જશે. જેમ નવીનવી ચીજો આવતી જાયછે, ને દેશમાં ખપતી જાય છે, તેમ તે ખરીદવાને માટે પૈસા ઉત્પન્ન. થવાની નવી શક્તિઓ દેશમાં વધવી જોઇએ; પણ ઉત્પન શક્તિતો દહાડે દહાડે વધવાને બદલે ઊલટી ઘટે છે, તેથી દેશમાં બેવડી તૂટ પડેછે; એટલે પરિણામે જે કાંઈ દ્રવ્ય દેશમાં છે તે નાશ પામવુંજ જોઇએ.

પણ ભણેલા નાજુક લોકોને દેશી જાડી ને બેડોળ ચીજો ગમતી નથી. તેમને સફાઈદાર, ઝીણી, હલકી, ને નાજુક ચીજો જોઇએ; તેમને ભભકાદાર રંગ જોઇએ; તેમને જેમ અંગ્રેજ લોકોની વધારે નકલ થઈ શકે તેમ થવું જોઈએ; તેમને જેમ બને તેમ પોતાનો પહેરવેશ, પોતાની રહેણી કરણી, સર્વે વિલાયતી દેખાય એમ બનવું જોઈએ; તેમને જો દેશી ચીજોપર દૈવયોગે ભાવ થાય તો પોતાના દોસ્તો કહેકે તમારો ટેસ્ટ સારો નથી, તમે ફેશનમાં સમજતા નથી; તમે અંગ્રેજી ચીજોની ખુબીને મજા સમજતા

નથી; એ માટે તેમને જેમ બને તેમ પાછી વિલાયતીજ ચીજો વાપરવાની જરૂર પડેછે. તેમને આલપાકાના કે બનાતના ડગલા વગર કેમ ચાલે. તેમને બુટ ને સ્ટોકિંગ વગર નાગે પગે રહે કેમ પાલવે, તેમને વિલાયતી લાકડી ને રૂમાલ વગર કેમ ઠીક પડે. કેમકે તેમને કચેરીમાં બેસવું, ને સાહેબ લોકોની સાથે રહેવું. માટે વખતે સાહેબ લોક મજાક કરે. દેશી ચીજો વળી જંગલી ને મલીન જણાયછે, તથા દેશી ચીજો અમારે જોઈએ તેવી ને તેટલી મળી શકતી નથી. માટે અંગ્રેજી ચીજો વાપરવાનાં એવાં મજબુત કારણો છે ને તેની એવી જરૂર છે, કે અંગ્રેજી ચીજો વગર અમારે ચાલેજ નહિ. પ્રથમતો અંગ્રેજી કાગળ વગર અમે લખીએજ શા ઉપર. હોલ્ડર કે પીછા વગર અમારાથી અંગ્રેજી કેમ લખાય, નોટપેપર ને પરબીડા વગર અમારે કાગળ પત્રનો વ્યહવાર શી રીતે ચલાવવો, અમારે શું જંગલી કોડીઆંમાં દીવા કરીને ટેબલપર મૂકવા, અમારે શું ચા માટીના કે પીતળના વાડકામાં પીવો, અમારે શું અંગરખાં કરવામાં ખાદી વાપરવી? દેશમાં જરૂરની ચીજો મળે નહીં ત્યારે અમારે શું કરવું?

પરંતુ મારૂં કહેવું એમ નથી કે તમે વિલાયતી સામાન વાપરોજ નહિ, મારૂં કહેવું એમ નથી કે જે જે વિલાયતી ચીજોની તમને ખરી જરૂર હોય તેનો ઉપયોગ કરવો તમે છોડી દો, મારૂં કહેવું એમ નથી કે જે ચીજો દેશમાં થતીજ નથી તેને ઠેકાણે જરૂરને પ્રસંગે પણ તમે વિલાયતી ચીજો નહિ ખરીદો, મારૂં કહેવું એમ નથી કે તમે તમારો સઘળો શોખ ને આનંદ ઇશ્વરે તમને સારી હાલતમાં મૂક્યા છતાં તજી દો; પણ મારી તમને એટલીજ વિનતિ છે કે તમે આ બાબત ઉપર વિચાર કરો. તમે તપાસો કે આપણે જેટલી ચીજો વિલાયતી વાપરીએ છીએ તેમાંની કોઈ ચીજો આ-

પણા દેશમાં થાયછે કે નહિ, તેમાંની કોઇ ચીજો વગર આપણે સારી રીતે ચલાવી શકીએ કે નહિ, તેમાંની કોઈ ચીજોને મળતી પછી જરાતરા ઉતરતી કે મોંઘી હોય તેવી દેશી ચીજો તેમને ઠેકાણે વાપરી શકાય કે નહિ, તેમાંની કોઈ ચીજો આપણા દેશમાં નવી બનાવવાને આપણે યત્ન કરી શકીએ તેમ છે કે નહિ; અને વિલાયતી બધી ચીજો આપણે ધારીએ છીએ તેવી સારી ને સસ્તી અને દેશી બધી ચીજો ખરાબ ને મોંઘી છે કે કેમ. કેટલીકવાર માણસને કોઇ ચીજો ઉપર વગર કારણે અભાવ થઇ જાય છે, કેટલીકવાર એકાદ ચીજ ખરાબ નીકળવાથી માણસને બધી ચીજો ઉપર છીટ રહેછે, કેટલીકવાર માણસ બીજાની દેખાદેખીથી અમુક ચીજોને ખરાબ કે સારી ગણેછે. અને ઘણીવાર માણસ સ્વતંત્રપણે પોતે પોતાની મેળે અને પોતાને માટે વિચાર કરવાને તસ્દી લેતો નથી.

તમે ઊંચી વિદ્યાઓ સંપાદન કરી વિચાર કરવાને શક્તિમાન થયા છો, દેશનું કલ્યાણ કરવાનું તમારા મનમાં છે, દેશની નબળી હાલતથી તમારૂં કાળજું બળ્યા કરે છે, અને ખરેખર તમારાપર દેશ મોટી મોટી આશાઓ બાંધે છે; તો તમે તમારા ક્ષણિકને નાશવંત મોજને કદાપિ કાંઇ ઘટાડશો તો પણ શું; તમે કદાશ તમારા ઘર સંસારના કાર્યોમાં સ્વદેશ ભૂમિની ખાતર કાંઈ અગ્નઘડ વેઠશો તોપણ શું; તમે કદાપિ તમારા દેશી ભાઈઓના લાભને અર્થે તમારો મોજશોખ ઓછો કરશો તો પણ શું; તમે કદાચ તમારા કરોડો સ્વજાતિલાઓને દુઃખમાં રીબાતા જોઇ તમારા મનમાં દયાવૃત્તિ પેદા કરી તેમના શોકની ખાતર કાંઇક ઊતરતી જાતના વસ્ત્રાલંકાર વાપરશો તોપણ શું. જો કદાપિ એમાંનું કાંઈપણ તમે કરી શકતા નથી. જો તમે દેશની ખાતર આપત્તિ વેઠવાની તો રહી પણ પોતાનો કાંઇ

મોજશોખ પણ ઘટાડી શકતા નથી, તો તમે દેશનું કલ્યાણ શી રીતે કરશો તે સમજાતું નથી. દેશનું કલ્યાણ વાતો કરે થશે નહિ, દેશનું કલ્યાણ મુસીબતો વેઠ્યા વગર બનશે નહિ, દેશને લાભ તમારા જેવા સુજ્ઞ પુત્રોના યાહોમ કરી આગળ પડ્યા વગર થનાર નથી; એ માટે તમને કદાચ દેશની ખાતર કાંઇ કાંઈ હરકતો વેઠવાને કહું તો તે માગણી કાંઈ ગેરવાજબી ગણાશે નહિ; તોપણ મારી તો તમને એટલીજ અરજ છે કે તમે ફક્ત આ અગત્યના વિષય ઉપર વિચાર કરતા થાઓ. હું આગળ જતાં એવું પણ દેખાડી આપવાની આશા રાખું છું કે તમે તમારા મોજશોખ છોડી દીધા વગર અને તમારા સુખનાં સાધન ઓછાં કર્યાં વગર પણ, તમે દેશીકારીગરીને સારી પેઠે ઉત્તેજન આપી શકશો.

પ્રથમ તો સાહેબ લોકની નકલ કરવામાં આપણે કેવી ભૂલ કરીએ છીએ તેનો વિચાર કરવો જોઈએ. આપણે દેશી ચીજો પહેરીશું માટે તેઓ આપણી મજાક કરશે એ ચૂક છે. સાહેબ લોકો બનાતના ડગલા પહેરે છે માટે તે આપણે પણ પહેરવા જોઈએ એમ કાંઇ નથી. તેઓ બૂટ, સ્ટૉકિંગ, પાટલુન પહેરે છે ને વિલાયતી લાકડી હાથમાં ઝાલે છે, માટે આપણે તેમજ કરવું એમ કાંઇ નથી. તેઓના દેશના રિવાજ પ્રમાણે અને તેઓના દેશની હવાને માફક તેઓ પોશાક પહેરે છે, તો આપણા દેશના રિવાજ પ્રમાણે અને આપણી હવાને માફક એવાં કપડાં આપણે પહેરવાં જોઇએ છીએ. મોજાં પહેરનારને માલૂમ હશે કે ઉનાળાના સખત તાપમાં તે કેવાં આકરાં લાગે છે. પાટલુન ને ડગલા પણ તે વખતે કેવો અણગમો આપે છે, અને એમ છતાં પણ આપણે તે પહેરીએ છીએ! વળી તે લોકોની ને આપણી સ્થિતિ ક્યાં બરાબાર છે કે આપણે

તેમની નકલ કરવી. તેમના પગાર સાથે તેમનો પોષાક સરખાવો, એટલે તમારી ખાતરી થશે કે તેમની નકલ કરવામાં તમે ભારે ઉડાઉપણું કરોછો. પોષાકની બાબતમાં તેઓ બિચારા કેટલા સાદા રહે છે? ઘણીવાર તેઓ જીનનાં, કંત્યાણનાં, ને દેશી ખાદીવટીકનાં જાડાં સસ્તાં, ને તમને કંટાળો આપે તેવાં કપડાં પહેરે છે, ને હાથમાં એક બેડોળ વાંસનો લઠ્ઠો લઈ ફરવા નીકળે છે. આ બાબતમાં આપણે તેમની કેમ નકલ કરતા નથી વારૂ? તેમની સાદાઇ, તેમના સદ્ગુણ, તેમની સ્વદેશ પ્રીતિ, તેમનું દેશાભિમાન, તેમનો ઉદ્યોગ, તેમનું મંડ્યા રહેવું. તેમનો ઉત્સાહ, એ સર્વેની આપણે જો નકલ કરીએ તો આપણે દેશને કેવા ઉપયોગી થઈ પડીએ વારૂ? પણ નકલ ઘણું કરીને દુર્ગુણની ને ખોટી ચીજોની વિશેષ થાય છે. તેમના ઉડાઉપણાની, તેમના મદ્યપાનોની, ને તેમના બીજા દુર્ગુણોની નકલ કરવા આપણે ઝટ તૈયાર થઈએ છીએ; પરંતુ એમાં આપણી ચૂક છે. એથી આપણે ભારે ખત્તા ખાવા પડશે, અને એથીજ દેશનું રસાતાળ જવાનું છે.

કિફાયતને કરકસરને માટે આપણો દેશ એકકો છે. કરકસર કરી પૈસો સંગ્રહ કરવાના ડહાપણ ભરેલા સદ્ગુણમાં હિંદુલોકોની બરાબરી કરે એવી દુનિઆમાં બીજી પ્રજા ભાગ્યેજ હશે. હજારો વર્ષથી દેશ લૂટાયા કરે છે, હજારો વર્ષથી પરદેશી લોકો દેશમાંથી અનેક રસ્તે દ્રવ્ય ઉસરડી જાય છે, અને હજારો વર્ષથી લોકોપર પરદેશી ધુસરી જોડાએલી છે, તે છતાં, દેશ વેરાન થઈ ગયો નથી, દેશના લોકો છેક ભીખ માગવાની હાલતમાં આવી ગયા નથી, તેનું કારણ આપણી કિફાયત છે. જો મુસલમાનોની પેઠે આપણા લોકો લંપટ ને ઉડાઉ થયા હોત, અને અંગ્રેજ લોકોની પેઠે આપણા લોકો મોજીશોખી ને મદ્યપાન કર-

નારા થયા હોત તો આપણી હાલત આ દેશના મુસલમાનો કરતાં પણ ખરાબ થઈ હોત, અને કદાશ આપણે એક પ્રજા તરીકે આપણું નામ દુનિયામાં ટકાવી રહ્યાને બદલે આપણે આફ્રિકાના હબસીઓ કે અમેરિકોના ઇંડિઅનોની હાલતમાં આવી પડયા હોત. વળી આપણા દેશની હવા ઈશ્વરે એવી જાતની ઘડી છે, અને આપણું સંસારી બંધારણ અસલના વિચક્ષણ રૂષિઓ એવી તરેહનું બાંધી ગયા છે કે આપણે ઘણો ખર્ચ કર્યા સિવાય પણ સારી હાલતમાં રહી શકીએ. પરંતુ આપણે આપણા બાપદાદાથી ચાલ્યો આવતો ડહાપણ ભરેલો સદ્ગુણ છોડી દઈ આપણે ઉડાઉમાં ખપવા આવ્યા છીએ. કેમકે આપણા દેશને અને આપણી રીતભાતને માફક નહિ એવી ચીજોમાં આપણે નકામાં નાણાં ખરચી દઇએ છીએ આપણા લોકોનો ને સાહેબ લોકોનો પોષાક સરખાવવો, આપણી બૈરીઓનો ને મડમોનો પોષાક મેળવો, આપણા છોકરાંનો ને સાહેબ લોકનાં છોકરાંના પહેરવેશનો મુકાબલો કરો, આપણું ખાનપાન ને સાહેબ લોકનું ખાનપાન તપાસી જુઓ, આપણો સરસામાન ને સાહેબ લોકોનો સરસામાન મેળવો, તો માલમ પડશે કે આપણામાં જ્યાં ને ત્યાં કિફાયત અને સાહેબ લોકોમાં ઉડાઉપણું રહેલું છે. આપણો સંગ્રહ ટકાઉ ને કીમતી, તો સાહેબ લોકોનો તકલદી ને ફોગટીઆ છે, ત્યારે આપણે તેમની નકલ શું કામ કરવી, તેઓ જો કે એવો સામાન વાપરી ઉડાઉ થાય છે, તો પણ તેઓ સ્વદેશની ચીજો વાપરીને પોતાનો પૈસો પોતાને દેશજ પહોંચાડે છે; પણ આપણે તો તેમની નકલ કરીને આપણા દેશનું દ્રવ્ય હરણ કરીએ છીએ ને વિલાયત મોકલીએ છીએ!

જ્યારે આપણે થોડે ખરચે સુખમાં રહી શકીએ એમ છે, ત્યારે જાણી બુજીને આપણે પૈસા ઉડાવી દેવાની શી જરૂર.

આપણા લોકો સંગીન માલનો સંગ્રહ કરનારા છે. અને એમ કરવું ડહાપણ ભરેલું છે. હજારો રૂપિઆના દરમાયા ખાયછે, અને લાંબી મુદત સુધી આ દેશમાં રહે છે, તે છતાં સાહેબ લોક સ્વદેશ જતાં કેટલું થોડું નાણું લઈ જઈ શકે છે તે આપણે જાણીએછીએ. કેટલાક તો એવા ભારે પગાર છતાં કરજમાંજ ડુબેલા રહે છે. એવી રહેણી કોણ પસંદ કરશે? એવા ઉડાઉ યુરોપિયનો ગુજરી જાય છે ત્યારે તેમનાં બાળબચ્ચાંને માટે ઘરમાંથી કેવા દાગીના નીકળે છે, તે જોઈ આપણને હસવું આવ્યા વગર રહે નહીં. તેમના ઘરમાં લાકડાના, કાચના, ને રસેલા સામાન વગર બીજું હોય શું? બીજા હાથઉપર એટલીજ કમાણીવાળો કોઈ દેશી ગુજરી જાય, તો તેના ઘરમાંથી કેવા કીમતી દાગીના ને કીમતી સામાન નીકળે છે તે પણ આપણે જાણીએ છીએ. જેમ સામાન બહુ દેખાવડો ને તકલદી હોય તેમ તે ભાગી તૂટી વહેલો પડે, તેથી તે પાછળ ઘણું ખરચ વારે વારે કરવું પડે. એ વિચાર આપણા દીર્ઘ દ્રષ્ટીવાળા લોકો જ્યારે વસ્તુઓ ખરીદવા જાય છે ત્યારે કર્યા વગર રહેતા નથી. સૌથી પહેલો વિચાર એમના મનમાં એ ઉત્પન્ન થશે કે એ રકમ કેટલી મુદત ચાલશે! આપણો લીધેલો સામાન આપણાં છોકરાંનાં છોકરાં વાપરીને સંભારે નહિ, કે આપણાં બનાવેલાં મકાન પેઢીઓગત ચાલે નહિ, તો આપણી એમાં ચતુરાઇ શાની, અને આપણને મુઆ પાછળ સંભારે કોણ? આ વિચાર જોકે બધી બાબતમાં ઠીક ના લાગે, તોપણ ઘણો પસંદ કરવા જોગ છે, વાસણ લેવા જશે તો તોલમાં ભારે હશે તેને તે પસંદ કરશે, કપડું લેવા જશે તો તેના ભભકાથી નહિ અંજાતાં તેનું પોત કેવું છે તેનો પહેલો તપાસ કરશે, દાગીના ઘડાવતાં તેના ઘાટ કરતાં તેના ઘટત્વની વધારે જરૂર જોશે, મકાન બાં-

ધાવવું હશે તો ગમે તેમ ઉભું કરી ચૂના કોયલાનો કે બીજો ફોગટીઓ રંગ દઈ શોભીતું કરવા કરતાં તેની મજબુતાઇ ઉપર તે વધારે લક્ષ આપશે. એમ નહિ કે લોકોને કાંઈ શોખ નથી, પણ એક વરસમાં ખરાબ ન થઇ જાય, ને વરસો વરસ રંગવું ન પડે, તે માટે તે એવી યુક્તિ કરશે કે જેથી શોભાની સાથે તે વધારે મુદત ટકે. લુગડાની છત કરી તેને ચૂનો દઈ ઉલટો ઓછો આવરદા કર્યાને બદલે ને વરસોવરસનું ખરચ બચાવવાને તેઓ લાકડાની છત કરાવી તેમાં હિંગળોક પૂરાવશે! હિંગળોક પૂરેલી લાકડાની નકશી છત વરસનાં વરસ પહોંચશે. એટલુંજ નહિ પણ તે કપડાની છત કરતાં વધારે શોભા આપશે.

આ પ્રમાણે આપણા સમજુ બાપદાદાઓના ડહાપણ ભરેલા ચાલ તરફ ધ્યાન નહિ આપીને, કે તેનો તિરસ્કાર કરીને, કે બીજા લોકોની ખોટી નકલ કરીને, કે મોટા શોખના દુર્ગુણમાં ફસાઈને આપણા સમજુ દેશી ભાઈઓએ અંગ્રેજી ફાશનના કુંડમાં ડૂબકી મારેલીછે, તેમાંથી ડોકી ઊંચી કરી બહાર નીકળવા જ્યારે તેમને વિનતિ કરવામાં આવેછે, ત્યારે ઘણીવાર તેમની વિરૂદ્ધ મત આપનારાઓને તેઓ હસી કાઢે છે. તેઓ પોતાની ભૂલ તરફ નજર કર્યાને બદલે પોતાના મતને અનુકુળ એવાં અનેક કારણો આપવાને ઊભા થાય છે; તેઓ અંગ્રેજી સામાનના વખાણ કરેછે, અને દેશી ચીજોને માથે પસ્તાળ પાડેછે; તેઓ કહેછે કે અંગ્રેજી ચીજો સસ્તી ને સરસ છે, અને દેશી ચીજો મોંઘી ને ખરાબ છે; તેઓ જણાવે છે કે આપણી હાલની સ્થિતિ આપણને વિલાયતી ચીજો વાપરવાની જરૂર પાડેછે. વાત એટલેથીજ અટકતી નથી, પણ તેઓ એટલે સુધી બે ધડકપણે જણાવે છે કે અંગ્રેજી ચીજો નહિ વાપરવાનો ઠરાવ કરવો કે વિચાર કરવો એમાંજ

ઘેલાઈ છે. કેમકે એ વિચાર અર્થશાસ્ત્રના નિયમોની વિરૂદ્ધ છે. જે ચીજો સારી ને સસ્તી હોય તેજ ખરીદવાને લોકો મન કરે એ સ્વાભાવિક છે. તેમના વલણને તોડવાનો યત્ન કરવો એ તેમની સ્વતંત્રતા ઉપર હાથ નાખ્યા બરાબર છે. શું ખરીદ કરવું ને કેવું ખરીદ કરવું તે માટે દરેક શખસ પોતાની મરજીમાં આવે તેમ કરવાને મુખત્યાર છે, એમાં બીજા લોકોને હાથ ઘાલવાનો અધિકાર નથી. વળી વ્યાપારને સ્વતંત્ર ચાલવા દેવો અને તેને કોઇ જાતનો પ્રતિબોધ ન કરવો એ અર્થશાસ્ત્રનો અચળ ને મોટો નિયમ છે, તેને એથી બાધ આવે; માટે એવા વિચાર કરવા, કે તેમને પાર પાડવાના ઉપાય યોજવા એમાં મુર્ખાઇ સિવાય બીજું કાંઈ નથી.

વ્યાપારમાં સ્વતંત્રતા ને જે ચીજ સસ્તી ને સારી હોય તેને લોકો પસંદ કરે એ બે અર્થશાસ્ત્રના મોટા નિયમો અલબત કબુલ કરવા ને માન આપવા જોગ છે. સેંકડો વર્ષના અનુભવ વડે અને વિદ્વજ્જનોના ઉંડા વિચાર વડે સ્થાપન થએલી એવી અર્થ વિદ્યાની સામે એક પણ બોલ મારા જેવાથી બોલી શકાય નહિ, અને કદાપિ જો હું બોલવાનો પ્રયત્ન કરૂં તો લોકો મને ખસુસ હસી કહાડે; પરંતુ મારે જે કાંઈ કહેવાનું છે, તે પણ અર્થશાસ્ત્રને અનુસરતું, અને અર્થશાસ્ત્રની હદમાં રહીનેજ છે. મારાં કારણો તમારી આગળ મૂકતાં અગાઉ એક બીજી બાબતના બોલ તમને સંભળાવવા ધારૂં છું, તે ઉપર પણ તમારે તર્ક કરવો જોઈએ.

અર્થવિદ્યા જેવી ઈંગ્લાંડમાં ખેડાયલી છે, તેવી દુનિઆના બીજા ભાગોમાં ભાગ્યે ખેડાઇ હશે; એ શાસ્ત્રમાં સૌથી વધારે પ્રખ્યાતીને પામેલો એવો સ્ટુઅર્ટમિલ પણ એજ દેશમાં થઇ ગયો છે; એનું રચેલું અર્થશાસ્ત્રનું કીમતી

પુસ્તક દુનિઆના બધા ભાગોમાં વખણાય છે; વિલાયતનો વેપાર રોજગાર એ શાસ્ત્રને અનુસરીને ચાલે છે; આપણા રાજ કરતા મોટા હોદેદારો ને પાર્લામેંટના સભાસદો ;એ વિદ્યામાં સારી પેઠે નિપૂણ થએલા છે; એમ છતાં અર્થ શાસ્ત્ર સંપન્ન એવા માન્ચેસ્ટરના તવંગર ને પરોપકારી પુરૂષોએ અરજ કરી, અને આપણા વિદ્વાન અધિકારી-ઓએ ઠરાવ કર્યો કે માન્ચેસ્ટરથી હિંદુસ્થાનમાં આવતા માલ ઉપર સેંકડે ૨½ ટકા ઓછી જકાત લેવી. મારા દેશી વિદ્વજ્જનો હું પૂછુંછું કે આ અરજ ને આ ઠરાવ અર્થ-શાસ્ત્રના કયા આધાર ઉપરથી કરવામાં આવ્યો હશે વારૂ? વેપાર રોજગારે પડી ભાગેલા એવા હિંદુસ્તાનમાં હજી પાંચ પચાસ કાંતવા વણવાના સંચા તો પૂરા નીકળ્યાએ નથી, અને તેમાંના કોઈએ માન્ચેસ્ટર સાથે હરીફાઇ કરે એવાં ઝીણાં કપડાં વણવાને આદર્યું પણ નથી. એમ છતાં ઝીણાં કપડાંને માફક એવું અમેરિકાનું કે ઇજીપ્તનું રૂ આ દેશના લોકો ખરીદે તેનાપર સેંકડે પાંચ ટકા જકાત લે-વાનો આપણી શાણી ધારા બાંધનારી સભાના અર્થશાસ્ત્ર સંપન્ન સભાસદોએ કાયદો કર્યો, તે કયા અર્થશાસ્ત્રના નિ-યમ પ્રમાણે હશે વારૂ? વળી હિંદુસ્તાનમાં આ પ્રમાણે મોટા કર નાખ્યા છતાં પણ જો ઝીણું કાપડ ઘણું વણાય ને માન્ચેસ્ટરના વ્યાપારને નુકશાન થવાની ધાસ્તી જણાય તો તે પર બીજે પ્રકારે જકાત નાંખવામાં આવશે એ પ્રમાણે જાહેર રીતે ને વિદ્વાન સભાસદોની સમક્ષ કોઈ અર્થશાસ્ત્ર માં નિપુણ સભાસદ સ્પષ્ટ સમજાય એવી ભાષામાં બો-લવાનું ઉચિત ધારે તેને અચળ અર્થશાસ્ત્રનો કાંઈ પણ આધાર હોવોજ જોઇએ! વળી હિંદુસ્તાનમાં ઉભાં થએલાં રૂનાં કારખાનામાં મજુરી કરનારા લોકોની બાબતમાં એક કાયદો પસાર કરવાની હમણાં કેટલાક અંગ્રેજ ગૃહસ્થો વે-

સરણુ કરે છે. મજુરોને હદ કરતાં જાદે કલાક કામ કરાવી તેમનાપર જુલમ કરવામાં આવે છે, તે અટકાવવાની ભારે જરૂર છે એ મુખ્ય કારણ ત્યાંના પરોપકારી પુરૂષો જાહેરમાં બતાવે છે; પરંતુ અંદરખાને તેમની નેમ કેવી હલકી જાતની છે. તેઓ કેવા સ્વાર્થી ને અર્થશાસ્ત્રને ઉંધું વાળનારા છે, એ વાત તમે જાણીને ખસૂસ ત્રાસ પામ્યા હશો. લોર્ડશાફ્ટસબરી જેવાએ એ વાત ઉપાડી છે. તે જાહેરમાં એ બાબતની જરૂરીઆત સંબંધી ભાષણો કરી પોતાની અને પોતાના દેશની પરોપકાર બુદ્ધિ જણાવવાની ભારે ઇંતેજારી રાખે છે, પણ તેમા બોલોમાં તે ફસાઇ જાય છે. અને તેની સ્વાર્થી મતલબ તેના ભાષણોમાંથી નીકળી આવે છે. હિંદુસ્તાનમાંના સકંચા જેમ બને તેમ બંધ પડે, અને પરિણામે માન્ચેસ્ટરને કાંઈ નુકશાન થાય નહિ, એવી આ ઉઠાવણીની સ્વાર્થી મતલબ જોવામાં આવે છે; કેમકે પરોપકાર બુદ્ધિની ઉશ્કેરણીથીજ જો આ ઉઠાવણી થતી હોય, તો બંગાળામાં ને બીજે ઠેકાણે જ્યાં ઘણી લાંબી મુદત થયાં અંગ્રેજ લોકો ગળી વગેરેની ખેતી કરાવે છે, તેમાં હજારો નિરપરાધી દેશી કંગાળોની પાસે હદથી જાદે કામ કરાવવામાં આવે છે, તેમના પર અનેક જાતના જુલમ ગુજરે છે, અને કોઇ કોઇ વારતો એમનાપર એટલો માર પડે છે કે તેથી કેટલાકના પ્રાણ જતા રહે છે. આવા જુલમો ઘણાં વર્ષથી અજવાળામાં આવેલા છે તે છતાં શાફ્ટસબરી જેવા પરોપકારીઓ આજ લગી કયાં ઊંધ્યા કરતા હતા? આ પ્રમાણે પોતાના સ્વાર્થની ખાતર કે પોતાના દેશની ખાતર પાણી પહેલી પાળ બાંધવાને અર્થશાસ્ત્રમાં નિપુણ ને સુધરેલા લોકો જ્યારે અર્થશાસ્ત્રજ વિરૂદ્ધ તૈયાર થાય, પોતાના દેશમાં પુષ્કળ વ્યાપાર ને સ્મૃદ્ધિ છતાં પણ વેપારનું સ્વતંત્રપણું તોડવાને તેઓ ઉભા થાય,

ગુલામોને છોડવાના ને મનુષ્ય જાતનું દુઃખ નિવારણ કરવામાં પ્રખ્યાત થએલા એવા પરોપકારી ઇંગ્લાંડના મહા પુરૂષો મરવા પડેલા હિંદુસ્તાનના ઉછરતા વ્યાપારને કારી ઘા કરી જમીનદોસ્ત કરવા તત્પર થાય, અને એ સઘળું કરતી વખત અર્થશાસ્ત્રનાં થોથાંને બાંધી રૂંધીને એક ખૂણે નાખી મૂકે; ત્યારે આપણે વિલાયતી ને દેશી ચીજો સંબંધી વિચાર કરીએ, દેશી ચીજો વધારવાનો ને દેશી ચીજોનો વધારે વાપર કરવાનો ઠરાવ કરીએ, પડી ભાગેલી દેશી કારીગરીને ઉત્તેજન આપવાનું વાજબી ધારીએ, તેમાં આપણે શું ખોટું કરીએ છીએ વારૂ?

પણ હશે, અંગ્રેજો પોતાની મરજીમાં આવે તેમ કરવાને મુખત્યારછે. જેઓ અર્થશાસ્ત્રને બનાવી શકે તેઓ અર્થ શાસ્ત્રને તોડી પણ કાં ન શકે! મોટાઓ ગમે તેમ કરે માટે આપણે તેમ કરવાની કાંઈ જરૂર નથી. એક જણ ખોટું કરે માટે બીજાએ પણ તેમ કરવું એવું આપણું પોતાનું અર્થશાસ્ત્ર નથી. સૌથી મોટામાં મોટા પ્રાણીને ઈશ્વરે દેખાડવાના ને ચાવવાના દાંત જૂદા આપેલા છે પણ તેવા નાના પ્રાણીને બક્ષ્યા નથી!

પાછળ જણાવેલા અર્થવિદ્યાના બે નિયમો ઉપર હવે આપણે વિચાર કરીએ. ૧ લી બાબત વેપારની સ્વતંત્રતાછે. પરદેશી ચીજોની સામે એક સંપ કરવો કે દેશી ચીજોને ઉત્તેજન આપવું એ વેપારની સ્વતંત્રતાને અટકાવ કરવા સરખું અને અર્થશાસ્ત્રથી ઉલટું છે, એમ આપણા ઘણાક વિદ્વાન ભાઇઓ કહેછે; પરંતુ આપણા વિદ્વાન ભાઇઓમાં-જેમણે અર્થશાસ્ત્રનો અભ્યાસ કરેલો છે, તેમને મી. મિલનાજ પુસ્તકનું રક્ષણવિધિ (પ્રોટેકશનિઝમ) પ્રકરણ ફરીને લક્ષ પૂર્વક વાંચી જવાની હું અરજ કરૂં છું. એ પ્રકરણ-ઉપરથી જો કે મિલના વિચાર દેશીકારીગરીનું રક્ષણ કરવા-

થી ઘણી બાબતમાં વિરૂદ્ધ લાગેછે, તોપણ તેણે તેમાં કેટલાક અપવાદ જણાવ્યાછે, અને એ અપવાદ પ્રસંગે રક્ષણ કરવામાં કાંઈ ખોટું નથી, એટલુંજ નહિ પણ તેવે વખતે તેમ કરવાની જરૂર છે એમ તે પોતેજ કબુલ કરેછે. વળી આ વાત પણ જાણવા લાયકછે કે ઇંગ્લાંડ સિવાય બીજા સુધરેલા દેશોમાં રક્ષણવિધિ સારીપેઠે ચાલેછે. અને ઇંગ્લાંડમાં પણ કેટલાંક વરસ ઉપર ચાલતી. આ વાત પણ જાણવા જોગછે કે રક્ષણની બાબતમાં અર્થશાસ્ત્રીઓ એકમત નથી, એટલુંજ નહિ પણ મિલ કરતાં વિરૂદ્ધ મતના-તથા રક્ષણવિધિનો પક્ષ કરનારા એવા મી. કેરી, મી. રે,-અને બીજા ઘણા વિદ્વાનોછે. જ્યારે આમછે ત્યારે આપણે શું એકલા મી. મિલનું કહેવુંજ માન્ય કરવું? જ્યારે અમેરિકાના યુનૈટેડસ્ટેટસ જેવા સુધરેલા દેશમાં, ફ્રાન્સમાં, જર્મનીમાં, અદ્યાપિ દેશીકારીગરીના રક્ષણાર્થે ઉપાયો લેવામાં આવેછે, ત્યારે શું આપણો દેશ વેપારની બાબતમાં એથી પણ વધારે ચઢતી હાલતમાં આવી ગયોછે કે તે કામમાં ઈંગ્લાંડમાંજ ચાલતા ધારા લાગુ પાડવા?

મી. મિલ જણાવે છે કે રક્ષણવિધિનો વિચાર હાની કરતા છે," કેમકે વેપારમાં જો સ્વતંત્રપણું હોય તો પરદેશી માલ આપણે અહીં આવે. પરદેશી માલ સોંઘો ને સસ્તો હોયતોજ તેની આપણા દેશમાં ખપત થાય. સોંઘોને સસ્તો માલ ખરીદવામાં આવે તેથી દેશને મહેનતનો ને પૈસાનો બચાવ થાય છે. આ વાત ખરીછે, પણ તે બિચારા હિંદુસ્તાન જેવા દેશને લગાડે કેમ પાલવશે. ધારો કે વિલાયતી સસ્તો ને સારો માલ (જો કે ખરે ખરો તે તેવો નથી) આવવાથી આપણી મહેનત ને પૈસામાં બચાવ થાય; પણ સવાલ એ છે કે મહેનત બચાવીને કરવું શું? અમારે અહીંતો બધો દેશ બે રોજગારછે, એટલે તેમને જોઈએ તેટલું

પાંગોઠામાં બળને વખત બંને નકામાં પડયાં રહેછે! જો તેઓ મહેનતનો એ રીતે બચાવ કરી વિલાયતની માફક બીજાં વધારે ઉપયોગી ને લાભકારક કામો પાછળ એ બચેલી મહેનત લગાડી શકતા હોય, તોજ એવા બચાવથી લાભ. આતો મહેનતનો બચાવ કરી લોકોને વધારે આળસુ કરવા જેવું થાયછે. વળી પૈસાનો બચાવ કરવાની આપણે વાતો કરીએ છીએ, પણ પૈસો છેજ કયાં? પૈસો બીજા શામાંથી ઉત્પંન કરવો! આપણે અહીંતો તમામ પરદેશી માલ બંધ કરી એવી જાતનાં નવાં નવાં કારખાનાં હાલ કાઢવાની જરૂર છે કે જેથી આળસુને ભૂખે મરતા બેશી રહેલા લોકોને ઉદ્યમ મળે. દેશમાં જ્યારે તડામાર કામ ચાલતું હોય, ત્યારેજ મહેનતનો બચાવ ખોળવાની જરૂર છે.

હવે મી૦ મીલ જે અપવાદોમાં રક્ષણ વિધિની જરૂર જણાવે છે તે અપવાદોમાં આપણી હાલની હાલત આવી શકે છે કે કેમ તે તપાસીએ. તે કહે છે કે જ્યારે એકલી મહેનત બચાવવાના વિચાર કરતાં રક્ષણવિધિમાં દેશનું ગુજરાન કે દેશનો બચાવ કરવાનો વિચાર હોય ત્યારે તેની અગત્ય છે. કાર્નલો (અનાજનો કાયદો) અને નેવિગેશન લો (નૌકા સંબંધી કાયદો) રક્ષણવિધિને અર્થે, પણ અર્થશાસ્ત્રના સ્થાપિત નિયમની વિરૂદ્ધ ઇંગ્લાંડમાંજ ચલાવવામાં આવ્યા હતા. જરૂરીઆત હોય ત્યાં કાયદો એક બાજુએ રહે એ કહેણી ખરેખરી છે. લોકો ભૂખમરાથી મરી જતા હોય; ને દેશ ઉજડ થઈ જતો હોય, તે છતાં પણ અર્થશાસ્ત્રનું પૂછડું સાહી રહેવું એ કોઈ રીતે ડહાપણ ભરેલું છે એમ કોણ કહેશે? વલંદા લોકોનો અંગ્રેજોને પહેલાં બહુ ભય હતો, કેમકે તેઓ નૌકાશાસ્ત્રમાં વધારે પ્રવીણ હતા, એટલુંજ નહિ પણ હુશીઆર ખલાસી, વહાણવટીઓ, અને વહાણને લગતું કામ કરનારના દરમાયા તે વખતે હોલાંડ

માં એટલા સસ્તા હતા કે તે દેશના જેવું મોટું નૌકા-સૈન્ય બીજા લોકોથી તૈયાર થઈ શકતું નહોતું. બીજા દેશો માં વલંદાના ખારવા જઇ નોકરીએ રહેતા, ને જરૂરને પ્રસંગે વલંદા લોકોનાં વહાણ બીજી પ્રજાઓને ભાડે રાખવાં પડતાં. આવાં આવાં કારણોથી પોતાના દેશનું નૌકાસૈન્ય વધારવાની ખાતર ઇંગ્લાંડના લોકોએ પરદેશી ખારવા સારા ને સસ્તા પગારના છતાં તેમને બંધ કરી દેશી ખારવા રાખવાનો ઠરાવ કરીને નેવિગેશન લો ઉભો કર્યો. જો આ પ્રમાણે છે, તો આપણે હિંદુસ્તાનના રોજગારને માટે ખાસી રીતે રક્ષણવિધિ પ્રકરણનો ઉપયોગ કરી શકીએ. આપણા દેશમાં જબર ભૂખમરો લાગ્યો છે. ને આપણા દેશમાં હમેશને માટે દુકાળ પડેલો છે, તો તેના ગુજરાનની ખાતર આપણે વ્યાપારની સ્વતંત્રતા થોડી મુદત એક કોરે મૂકવી ઘટેછે,

પણ મિ. મિલે આપેલો એક બીજો અપવાદ તો આપણા દેશને અક્ષરે અક્ષર લાગુ પડે છે. તે જણાવે છે કે જે પ્રજા વેપારની બાબતમાં છેક બચપણમાં હોય, જે દેશની એવી સ્થિતિ હોય કે તેમાં પરદેશી હુનર લાભકારક રીતે દાખલ કરી શકાય, જે દેશમાં કારીગરી વિદ્યાકળા ને અનુભવની મોડી શરૂઆત થવાથીજ માત્ર તે બીજા દેશો કરતાં એ બાબતમાં પછાત છે, અને જે દેશ એવી કળા ને અનુભવ મેળવી શકે તો બીજા દેશો કરતાં પણ વધારે સસ્તો માલ પોતાની સ્વાભાવિક ઉપજોના કારણથી બનાવી શકે તેમ હોય, તેવા દેશની કારીગરીને ઉત્તેજન આપવાના પ્રયત્ન કરવા ખરેખર અગત્યના છે. એવા ઉપાય જેમ પરિણામે તે દેશને લાભકારક થઇ પડે છે, તેમ તે બધી દુનિયાને ફાયદા કારક થઈ પડે છે; કેમકે સ્વાભાવિક ચીજો પરદેશથી લાવવાની ન રહી તેથી તે દેશમાં તે ચીજોથી ઉત્પન્ન થતો માલ વધારે સસ્તો પડે. હિંદુસ્તાન ખરેખર

આવો દેશ છે, અને હિંદુસ્તાનને આવા રક્ષણની ખસૂસ જરૂર છે. હિંદુસ્તાનનું રૂ માન્ચેસ્ટર જઈ વણાય તેથી કાપડની જેટલી કીમત બેસે તેના કરતાં આ દેશમાંજ વણાય તો તેની કીમત ઘણી ઓછી પડે તેમાં શક શો છે. પણ હિંદુસ્તાન જેવા દેશની કારીગરી કેમ વધે તેને માટે મિ. મિલ કહે છે કે એવા દેશમાં કાંઇ વેપારીઓ પોતે ભારે જોખમ વેહોરી મોટાં મોટાં કારખાનાં કાઢી ન શકે; કેમકે પ્રથમ તેમને તેથી ખરચ ઘણો લાગે, અને દરમિયાન પરદેશી એ વખતે સસ્તો પડતો માલ આવવો જારી રહે તેથી તેવા લોકોને નુકશાન થઈ બેસે. આવે પ્રસંગે પરદેશી માલ અટકવાની જરૂર મિ. મિલ જણાવે છે. પણ મિલનાજ જાતિ ભાઇઓ અને આપણા રાજકર્ત્તાઓ તો એથી ઉલટાજ ઉપાય લે છે. તેઓ હિંદુસ્તાનનાં કારખાનાં બંધ થાય, અને વિલાયતનો માલ આવ્યા કરે, એવા ઘાટ ઘડતા ચાલ્યા છે. મિ. મિલ શક નાખે છે કે જોખમકારક કામ માથે લેવા એવા દેશમાં વેપારીઓ ઉભા થાય નહિ; પણ હિંદુસ્તાનમાં તો એવા વેપારીઓ પણ બહાદુરી કરી આગળ પડ્યા છે, તેઓ અનેક મુશીબતો વેઠીને પણ આદરેલાં કામમાં મંડયા રહ્યા છે; પણ સરકાર જેના રક્ષણની આ વખતે તેમને ભારે જરૂર, તે સરકારજ તેમનાં કારખાનાં તોડી પાડવા તથા તેમને અને આખા દેશને નાઉમેદ ને દુઃખી કરવા બેઠી છે. જે બાબતમાં મિ. મિલ સરકારને રક્ષણ કરવાની ભલામણ કરે છે, તે બાબતમાં સરકાર તો રહી, પણ આપણે પોતે આપણા ને આપણા જાતિભાઈઓના લાભ ખાતર કાંઈ વિચાર કરીએ કે કાંઈ ઠરાવ કરીએ તો તેમાં અર્થશાસ્ત્રનો લગારે બાધ આવતો નથી.

માણુસ જે સસ્તુ ને સારૂં દેખે તેજ ગ્રહણ કરે એ બીજી બાબત છે. આ અર્થશાસ્ત્રનો નિયમ તો સર્વ કોઇ,

પછી અર્થવિદ્યા જાણતો હોય કે નહિ, તોપણ સારી પેઠે સમજે છે, અને એ વાત દરેક માણસના સ્વાર્થની હોવાથી તેની સામે બોલવાનો યત્ન કરવો તે મિથ્યા છે. તોપણ આટલી વાત તો કહેવી જોઈએ કે માણસને જે કાંઈ પોતાનું કે પોતાના દેશનું હોય તે ગમે તો ઉતરતી જાતનું હોય તોપણ જે કાંઈ પારકું કે પરદેશી હોય તેના કરતાં ઘણીવાર વધારે પ્યારૂં લાગે છે. આવા પ્રેમની ઉત્પત્તિ દેશાભિમાનથી છે, અને તે સર્વ માણસમાં થોડી કે ઘણી હોવી જોઈએ. પોતાના દેશ ઉપર માણસ માત્રને પ્રીતિ હોય છે, અને પોતાના જાતિ ભાઇઓ અને દેશીઓનું કલ્યાણ કરવાની ઈચ્છા પણ થોડી ઘણી સર્વ મનુષ્યમાં હોય છે. એ માટે કદાપિ દેશાભિમાન અને સ્વદેશ પ્રીતિના સ્તુતિપાત્ર અને સ્વાભાવિક સદગુણને તાબે થઇને માણસ જો પરદેશી સારી ને સસ્તી ચીજોનો ઇનકાર કરી પોતાના દેશનીજ ચીજો ગ્રહણ કરે તો તેમાં કાંઈ ખોટું કર્યું કહેવાય નહિ.

તથાપિ, વ્યાપારના કામમાં એ સદગુણો ભેળવાની કે અર્થશાસ્ત્રનો સ્થાપિત નિયમ ઓળંગવાની કાંઇ જરૂર નથી એવું જેઓ કહેનારા છે, તેઓના મતને તકરારની ખાતર મળતો થઈ હું તેમને દેખાડી આપવા માગું છું કે તમે જેને દેશી કરતાં સારી ને સસ્તી ચીજો કહો છો તે ખરેખરી તેવી નથી. તમે ઉપરના ભભકાથી અને દેખીતા સસ્તા ભાવથી છેતરાઓ છો. તમે તેના જેવી દેશી ચીજો સાથે તેમને બરાબર સરખાવી નહિ હશે, એટલુંજ નહિ પણ તમને તેમ કરવાનો ઘણીવાર તો વિચાર પણ થયો નહિ હશે. વસ્તુનું સસ્તાપણું મુકાબલે ગણાય છે, અને એ સસ્તાપણાનો આધાર કાંઈ એકલા તેના દર ઉપર નથી. તમારા હાથમાં કોઈ બે ધોતીઆં મૂકે, અને

એકની કીમત ત્રણ અને બીજાની ચાર રૂપૈઆ કહે, તો તે ઉપરથીજ તમે ત્રણ રૂપૈયાવાળા ધોતીઆને સસ્તુ છે એમ કહી શકશો નહિ, કેમકે તમારે એ ધોતીઆને પેલા ચાર રૂપૈઆવાળા ધોતીઆ જોડે મેળવવું જોઈએ, અને જેમ તેની કીમત ઓછી છે તેમ જો તેમાં ધાલ ઓછી, તથા તે કારણથી જો તે ચાર રૂપૈઆના ધોતીઆ કરતાં ઓછું ટકાઉ નીકળશે એમ માલુમ પડ્યું તો, પછી તમે ત્રણ રૂપિ-આ વાળા ધોતીઆને સસ્તુ કહી શકશો નહિ. જો ચાર રૂપિયાનું ધોતીઊ બાર માસ ચાલે એવું, અને ત્રણ રૂપૈયા વાળું ન-વ માસ ચાલે એમ હોય તો પછી એ બંને ધોતીઆં સર-ખી કીમતનાં છે એમ સમજવું; કેમકે ત્રણ વરસમાં ચાર રૂપૈયા વાળા ધોતીઆં ત્રણ ફાટશે, તો ત્રણ રૂપૈયા વા-ળાં ચાર ફાટશે. જેમ સસ્તાપણાનું છે તેમ સારાપણાનું છે. એટલે સારૂં નરસું પણ આપણે મુકાબલે કહીએ છી-એ. માટે ઉપરના ભભકાથી આપણે છેતરાવું ન જોઈએ. રંગ આંખે ઉઠીને બાઝે એવો ભભક ભરેલો હોય, અને તે-માં ચિત્ર વિચિત્ર આકાર પાડેલા હોય, કે તે સફાઇદાર કે ઝીણું જણાતું હોય. તે ઉપરથીજ તે સારૂં છે એમ સમ-જવું ન જોઈએ. આપણા લોકો પરદેશી સામાનને "વા-ડીના વરઘોડા" ગણેછે, અને તેઓ કહેછે કે તે તકલદી ને-ફોગટીઆ સમજવો. એ વાતમાં ઘણી સચ્ચાઇ રહેલીછે.

તમે ઘણીવાર ચળકારા મારતી ને રંગ બે રંગી ઊંચી સાટીન ખરીદી હશે અને કેટલીક મુદત ગયા પછી કે એક કે બે વાર ધોવરાવ્યા પછી તે કેવી લાબરા જેવી થઈ જા-યછે. તેનું પાણી કેવું ઉતરી જાયછે, તેનો રંગ કેવો ઝાંખો-ઝટ પડી જાયછે, અને બેરાંઓ પછીથી કેવાં બબડેછે, એ સઘળું જાણવાનું પણ તમને બની આવ્યું હશે. હવે એ-ને બદલે ઊંચી જાતની સુરતમાં, અમદાવાદમાં, ને બીજે

ઠેકાણે વણાતી દેશી ગજીઆણી ખરીદીને વાપરી જુઓ; તેની કીમત સાટીન કરતાં ગણું કરીને વધારે પડનાર નથી, એટલુંજ નહી પણ કોઇ કોઇ વારતો તે ઊલટી સસ્તી પડે-છે. ખરી વાતછે કે પ્રથમને દેખાવે તે રંગને ભભકામાં સા-ટીન કરતાં ઉતરતી જણાશે, પણ તેને ગમે તેટલી મુદત તમે રાખી મૂકો, અને તેના પર ગમે તેટલા ધો પડવાદો. પણ તે સાટીનના જેવી ખરાબ થશે નહિ, પણ ઉલટી તે રંગમાં વધારે વધારે ખીલતી જશે! વળી સાટીન કરતાં તે કેટલી બધી વધારે મુદત પહોંચશે તેનો પણ વિચાર કરવો જોઇએ. એ માટે "દેખીતાં ઇંદ્રવરણાં" જોઈ મોહી પ-ડીએ, ને પછી માંહેથી ધૂમાડા નીકળે તેમાં શો માલ, અને એ ચીજ સારી પણ કેમ કહી શકાય? આપણે ધોતીઆં નો દાખલો લઇએ. આપણાં દેશી હીરકોરી ધોતીઆં વિ-લાયતી ધોતીઆં કરતાં ઉતરતી જાતનાં કે કશોભા આપ-નારાં છે એમ ઘણું કરીને કોઇપણ સમજુ માણસ ક-હેતું નથી, પરંતુ ઘણાનું કહેવું એવું હોય છે કે દેશી ધોતીઆં કીમતમાં મોઘાં, ને તોલમાં ભારે બહુ પડે છે, એ માટે અમે વિલાયતી ધોતીઆં પસંદ કરીએ છીએ. જો વિલાયતી કપડાં પહેરનાર તોલમાં ભારેની હરકત બતાવી દેશી ધોતીઆં પહેરવાની ના કહેતા હોય, તો તેમને આ ઠેકાણે બતાવી આપવું જોઈએકે તમે ઘણીવાર કાસ્મીરના કે જાડી બનાતના ડગલા પહેરો છો, ને કાસ્મીર કે જીન-નાં પાટલુન પહેરો છો, તે કરતાં આ ધોતીઆં કાંઇ વધારે ભારે હોતાં નથી; એટલુંજ નહિ પણ જો તમે કાંઇ વધારે પૈસા ખરચવા ચહાતા હો તો વિલાયતીના જેવાંજ બા-રીક ને હલકાં રેશમી ધોતીઆં તમે આપણા દેશનાં મેળવી શકશો. અમદાવાદમાં ઘણા ઝીણા ધોતીજોડા વણાય છે, અને નાગપૂર તો પોતાનાં ધોતીઆંની ઝીણાશ, કુમાશ,

ને ખૂબીદાર કોરને માટે પ્રખ્યાત છેજ, પરંતુ એવાં કીમતી ધોતીઆં શ્રીમંતોને માટે છે, કાંઈ તે સાધારણ ને ગરીબ લોકો વાપરી શકે નહિ એવી તકરાર કરવામાં આવે; તો તે બાબત ઉપર આવતા અગાઉ મારે જણાવવું જોઈએ કે આપણા તો શ્રીમંત લોકો કે મોટા મોટા નોકર ચાકરો પણ બહુ કરીને વિલાયતી ધોતીઆં ખરીદ કરે છે. તેઓ કંજુસાઈનો ખાતર નહિ, પરંતુ બહુ કરીને હાલમાં ચાલેલી આંધળી ફાશન તરફ કે દેખીતા સારા ને સસ્તા માલથી અંજાઇને એમ કરતા હશે. શાબાશ છે વડોદરાના નહિ કેળવાયલા પણ દેશાભિમાની ને શોખી અમીર લોકોને કે તેઓ વિલાયતી ઊંચી જાતનાં મલમલને નહિ પસંદ કરતાં, અને પોતાને ઘણું નુકશાન થાય છે તેને નહિ ગણકારતાં, તેઓ ચંદેરી કસબી દુપટાના જરીઆન કોરપાલવ ફાડી નાખી તેનું બાજ ફક્ત અંગરખાં બનાવવાના કામમાં લેછે! પણ આપણે સાધારણ અને ગરીબ લોકોને માટે ધોતીઆં સંબંધી તપાસ કરવાની બાકી છે. વિલાયતી સુતરેલ કોરનાં ધોતીઆં, જે દેશમાં સંખ્યાબંધ વેચાય છે તેની સરેરાશ કીમત આપણે જોટા દીટ ત્રણ રૂપૈયા ગણીશું; કેમકે કેટલાંક રા-રા રૂપીએ (પણ તે દેખાવમાં સારાં લાગે એવાં હોતાં નથી એ યાદ રાખવું) મળે છે, તો કેટલાકનાં ૪-૪ાા રૂપિઆ બેસે છે. આવા ધોતીજોડા જો નિત્ય પહેરવામાં આવે તો વરસમાં ઓછામાં ઓછા બે જોઇએ, એટલે તેની ખરાજાત આપણને વરસ દહાડે રૂ ૬) પડી એમ સમજો. આપણે જાણીએ છીએ કે વિલાયતી ધોતીઆં જરા ફાટયાં કે તેના ચીરેચીરા ઉતરી જાય છે. અને ફાટયા પછી તે કશા ઉપયોગમાં આવતાં પણ નથી. એ માટે એક વરસ પછી એ પહેરી ફાડેલાં ધોતીઆંનો આપણે થોડોજ ઉપયોગ કરી શકીએ છીએ. હવે

એને બદલે આપણે એક રેશમી ધોતીજોડો ખરીદ કરીએ. ૭ સાત રૂપિઆની અંદર એક એવો ધોતીજોડો મળી શકશે કે જે દેખાવમાં પેલાં ત્રણ ત્રણ રૂપિએ ખરીદેલાં વિલાયતી ધોતીઆં કરતાં કોઈ રીતે ઉતરતો નહિ માલમ પડે. એ ધોતીઆં આપણે દરરોજ પહેર્યા કરીશું, તોપણ વરસ દહાડામાં તેના ફાટીને ચીરા ઉતરી જનાર નથી. એક બીજું આખું વરસ અંગવસ્ત્ર તરીકે ખભે નાખવાના કે રાતે ચાદરને ઠેકાણે ઓઢવાના ખપમાં આપણે તેને લાવી શકીએ છીએ; એટલુંજ નહિ, પણ આપણા લોકોના સાધારણ વિચાર પ્રમાણે બીજા વરસની આખરે એ ફાટી જવા આવેલા ધોતીઆંની કોર ફાડી લઇ જો તે ચાકર કે ગરીબ લોકને આપી હોય, તો તે કોઇ હલકું બોજ લઈ તે ઉપર ચઢાવી તેનું ધોતીઉં બનાવે છે. અને કોર ફાડી લેતાં રહેલું અધોતું કે જીર્ણ બોજ આપણે ગોદડીઓ કરવામાં વાપરી શકીએ છીએ! આ પ્રમાણે કદાપિ છેક હલકા વિચારપર નજર ન કરીએ, તોપણ આટલી વાત તો ખરીજ છે કે રેશમી ધોતીઆં બીજું એક વર્ષ અંગવસ્ત્ર કરવાના કે ઓઢવાના કામમાં લાવી શકાય છે. હવે આ પ્રમાણે છે તો કયાં ધોતીઆં કૂલ સર્વાળે સસ્તાં ને સારાં પડયાં તેનો વિચાર કરો; અને બીજે વર્ષ જે આપણે રેશમી ધોતિયાંનો ઉપયોગ કર્યો તેની કીંમત બે ત્રણ રૂપૈયા ગણી જો તેટલા વધારે રૂપૈયા દેશી ધોતિયાં પાછળ ખરચ્યા હોત તો કેવો શોભીતો ને કુમાશદાર ધોતીજોડો આપણે મેળવી શકત?

વળી આપણે એક બે બીજાં દૃષ્ટાંત લઇએ. આપણે ખભે નાખવાને સારૂ જામદાનીના કે ચીકન ભાતના વિલાયતી દુપટા વાપરીએ છીએ. ૧ લાની કીંમત ઘણુંકરીને ૪–૫ રૂપૈયા, અને બીજાની કીંમત ૬–૮ રૂપૈયા પડે છે.

આપણે અનુભવથી જાણીએ છીએ કે જો આ દુપટ્ટા હ-મેશ વાપર્યા કરીએ તો વરસ દહાડે બે જોડા જોઇએ; માટે સરેરાશ કાઢતાં પહેલાને માટે રૂ ૯ ) અને બીજાને માટે રૂ ૧૫) નું ખરચ લાગે. જો તમને એમ લાગતું હોય કે બબે જોડા એક વર્ષમાં ન ફાટે તો ધારો કે તે અઢાર મ-હિના પહોંચે, એટલે વરસ દહાડે રૂ ૬ ) અને રૂ ૧૦ ) નું દુપટ્ટાઓને માટે અનુક્રમે ખરચ લાગે. એ અમદાવા-દમાં ને બીજે ઠેકાણે દક્ષણિ લોકો ખભે નાખે છે એવા રે-શમી તરેહ તરેહની કોરના ચલોઠા વણાય છે, તે ઘણા ખ-રાના જાણવામાં હશે. ચશ્મી એટલે ભાતીગર રેશમી કો-રના ચઢીઆતા ચલોઠા ૫–૫।। રૂપૈયાના બે મળેછે; અને જો એક ગોટાની ઝીણી કોર પસંદ કરો તો એથી પણ સસ્તું પડે. આવા બે ચલોઠા તમે મરજીમાં આવે તેવે બે દરકારપણે ને નિત્ય વાપરો, તો પણ તેઓ અરાઢ મહિના સૂધી નમ્યું આપનારા નથી. જામદાનીના અસ્ત્રી કરાવેલા દુપટ્ટા બે ત્રણ દહાડા સૂધી કડકડાટ ખડખડાટ કરી રહ્યા પછી જે દેખાવ આપેછે તેના કરતાં આ ચલોઠા હમેશ સારો દેખાવ દેછે. ઘણા ભારે પગારના નોકરોને કે શ્રીમંતો જેઓ ચીકનના દુપટ્ટા વાપરતા હોય તેમને અલબત આ ચલોઠા હલકા લાગે; પણ તેમને માટે દેશી કસબી દુપડા ક્યાં નથી મળતા. ચીકનના દુપટાને માટે જેટલું ખરચ કરવું પડે તેટલાજ બલકે તેથી ઓછા ખરચમાં તે કસબી કોરના દુપટા વાપરી શકે. બહુ શોભાવાળા ને મોંઘા જોઈએ તો ચંદેરી તૈયાર છે. શોભામાં, કુમાશમાં હલકાશમાં, ને રંગ ચઢવાની બાબતમાં ચંદેરી બોજની બરાબરી હાથથી કે સંચાથી તૈયાર થતું કોઈ સુતરેલ કપડું કરી શકતું નથી. જેઓને સાધારણ ખરચ કરવું હોય તેમને માટે કસબી ફેરી કોરનાં બેગજી ધોતીઆં બનારસમાં વણાય છે, અને અમદાવાદમાં

કસબી કોરના મોટા ને સારા દુપટા તૈયાર થાયછે. વળી ચીકન કરતાં પણ કિફાયતે પડતાં પૈસા બચે, સારૂં દેખાય, ને દેશી ચીજનો ઉપયોગ કરવાનું. બની આવે, એવી યુક્તિઓ પણ આપણે ધારીએ તો કરી શકીએ છીએ. વિલાયતી સુતરેલ કેરી કોરને વટાળે એવી સુશોભિત કસબી કેરી કોરના ઝીણા ચલોઠા મેં જાતે અમદાવાદમાં તૈયાર કરાવ્યા, તેના એક જોટાની કીમત ફકત રૂ ૯।≈ પડી. આવાં અંગવસ્ત્ર ચીકન કરતાં કઇ બાબતમાં ઉતરે. અને તેનું ખરચ કઈ રીતે વધારે પડે તે સમજાતું નથી.

કેટલીક વાર વસ્તુને તેની શોભાને માટે નહિ, પણ તેની મજબૂતીને માટે પસંદ કરવામાં આવેછે; અને જેથી ધારેલી ઇચ્છા વધારે પાર પડે તેમ હોય પછી તે ચીજ ગમેતો શોભાવાળી હોય કે ન હોય તો પણ તેનું વિશેષ મૂલ આપીને પણ આપણે તે મેળવવા ચહાઈશું, પરંતુ જ્યાં મજબૂતીનો ખપ છે ત્યાં શોભા જોવી, ને જ્યાં ખરી મજબૂતી સસ્તે મળે ત્યાં મજબૂતીનાં ફાંફાં મારતાં વધારે પૈસા ખરચવા એ ડહાપણ ભરેલું છે એવું કોણ કહેશે? તાળાં રક્ષણને અર્થે છે, માટે જેમ બને તેમ તે મજબૂત ને જલદી ઉઘડી ન જાય એવાં હોય તેમ સારૂં, અને તેવાં તાળાં જો સસ્તે મળી શકતાં હોય તો વધારે સારૂં. પરંતુ આપણે તાળાં ખરીદ કરવામાં કેવા છેતરાઈએછીએ. સાધારણ ડાબલીઆં તાળાંના આપણે ચારથી બાર પૈસા આપી આવીએ છીએ, અને એ કરતાં વધારે મજબૂત એવાં રાજર્સ તાળાંના આપણે ચાર આનાથી એક રૂપૈયો અને વખતે એથી પણ વધારે આપીએ છીએ. વિલાયતી તાળાં કેટલાં નબળાં છે, તે કેવાં વારે વારે ખરાબ થઇ જાય છે, તેને બીજી કૂંચીઓ કેવી સહેલથી લાગી શકે છે, અને તેમને જડેલા ઇસ્ક્રુ એક સાધારણ ચાકુ વડે ફેરવતાં કેવા

નીકળી પડે છે, તે સઘળું આપણા જાણવામાં છે. તેમાં ના ઘણાંક તો એક જોરાવર માણસના આંચકાથી પણ વખતે કેવાં તુટી જાય છે, એથી માલ મતાને કેટલી ધાસ્તી રહે છે, અને તાળાની નબળાઇને લીધે ચોરી થયાની કેટલી વાતો આપણે કાને પડે છે? સકંચે બનતાં તાળાં હમેશ ભયંકર છે; કેમકે સકંચામાં એક જાતનાં અનેક તાળાં તૈયાર થાય, માટે એવાં તાળાંને ઉઘાડવાની કુંચીઓ સહેલથી મેળવી શકાય એમ છે; તો પણ આપણે વિલાયતી તાળાંજ પસંદ કરીએ છીએ, કેમકે તે દેખાવમાં ગોળ, સફાઈદાર, ને ઉપર રંગ ને વારનીશનો હાથ મારી ચળકતાં કરી દીધેલાં હોય છે. હવે નગરનાં. ખંભાતનાં, અને બીજાં ઘણાં શહેરોનાં દેશી તાળાં તરફ નજર કરો. ખરી વાત છે કે આપણા દેશી કારીગરોને ખોટો ભભકો કરી છેતરતાં આવડતું નથી; અને એ માટેજ એ લોકો જે ચીજો ઉત્પન્ન કરે છે તેને ઉપરથી ખોટું ડોળ આપવામાં આવતું નથી. જામનગરનાં તાળાં તો લગભગ વિલાયતી ના જેવાંજ શોભામાં હોય છે; ત્યાંના કારીગરો વિલાયતી ના જેવી અંદર કળો બનાવે છે; કેટલીકવાર અંદર ફેર રાખે છે, અને ઉઘાડવાની ચાવીઓ પણ નાની ને જનોઇએ બંધાય એવીજ બનાવે છે. એવાં તાળાંની કીમત વિલાયતી તાળાંના કરતાં મોંઘી પડતી નથી; અને એવાં તાળાં વિલાયતી કરતાં ઘણી વધારે મજબુતી ધરાવે છે; એમ છતાં એ દેશી તાળાંનો આપણે વિશેષે કરીને ભણેલાઓ કેટલો થોડો ઉપયોગ કરીએ છીએ. ખંભાતી મોટી ને ચીરી કુંચીનાં તાળાં તો તમે જોયાં હશે. તેના વજન પ્રમાણે તેની કીમત વધતી કે ઓછી હોય છે. એ તાળાં તોલમાં ઘણાં ભારે હોય છે. એમને હાથથી તોડવાની કોઈ રાક્ષસ પણ હિંમત ધરી શકે નહિ. એમાં વિલાયતી જેવા

સ્ક્રુવાળા ખીલા હોતા નથી, કે જે ફેરવી ફેરવીને સહેલાઈથી કાઢી નંખાય. જુદે જુદે વખતે, જુદે જુદે હાથે, જુદા જુદા કદનાં તૈયાર થએલાં તાળાંને એક બીજાની કુંચીઓ બેસતી આવવાનો સંભવ પણ થોડો. એમ છતાં કોઈ કુંચી બેસતી આવી તો પણ શું? એ તાળાં કાંઇ વિલાયતીની પેઠે ચુપકીથી કળ ફેરવી એટલે ઉઘડી જાય એમ ન સમજવું. એને ઉઘાડતી વખત તો ઘરના બીજા ભાગમાં સુતેલાં માણસ જાગી ઉઠે, એટલુંજ નહિ પણ તેનો ખડખડાટ સઘળાં આડોશી પાડોશીઓને ખળભળાવી મૂકે! આવાં તાળાંની કીમત રૂ ૧–૨ બેસે, પણ તે ત્રીજી પેઢી દેખે ત્યાં સુધી ખરાબ થાય નહિ! હવે કહો કે કયાં તાળાં સરસ, વિલાયતી કે દેશી?

પણ, આપણા જુવાનીઆ તો એમ કહેશે કે એવાં જડસાં તાળાં કદાપિ બારણાને દેવાના કામમાં લાવીએ, પણ અમારી નાજુક પેટીઓ, તીજોરીઓ, કબાટો, ને પોર્ટફોલીઆને માટે તાળાં જોઈએ તેનું કેમ? એવા શોભિતા, સામાનને તો દેશી બેડોળ તાળાં ઉલટાં કશોભા આપે, એટલુંજ નહિ પણ તે નાજુક નકુચાની અંદર આવી પણ કેમ શકે? પરંતુ આપણા દેશમાં નાનાં ને નાજુક તાળાં બને છે કે નહિ, અને ન બનતાં હોય તો આપણે કારીગરોને સમજાવીએ ને ઉશ્કેરીએ તો તેઓ બનાવી શકે કે નહિ, તેનો આપણે કેટલી થોડીવાર તપાસ ને વિચાર કરીએ છીએ. નાનાં તાળાં મળતાં ન હોય તો તમારા સામાનના નકુચા જરા મોટા કરાવો તોએ શું? પણ નાનાં તાળાં આપણા દેશમાં થાયછે, અને આપણે મહેનત લઈએ તો વિલાયતી જેવાંજ શોભીતાં ને નાજુક તાળાં આપણા દેશમાં પેદા થતાં આપણેજોઇ શકીએ. નગરમાં નાનાં નાનાં તાળાં પણ તૈયાર મળેછે; ખંભાતમાં ને વઢવાણમાં પણ

નાનાં તાળાં મળેછે; અને બીજાં શહેરોમાં પણ એવાં તાળાં સહેજ થઇ શકે. કાઠિઆવાડમાં ધાતુપાત્રોને માટે વખણાયલા શિહોર શહેરની નજીક એક ગામમાં એક કારીગર નંબરવાળાં વિલાયતી ફાશનનાં તાળાં બનાવેછે! એના કરતાં અઘરી બનાવટનાં બીજાં વિલાયતી તાળાં કયાં છે કે જે આપણા કારીગરો બનાવી શકે નહિ. આપણા કારીગરો કાંઇ અક્કલમાં ઉતરે એવા નથી, કે મહેનતથી કંટાળે એવા નથી, પણ આપણે તેમને ઉત્તેજન આપતા બંધ થયા, એટલે તેઓ બિચારા હલકા લોકોને માટે જાડું કામ કરતા થાય એમાં શી નવાઇ! રતીપુર સોના ઉપર ઓહદા સાથે હાથી ચીતરનારા કારીગરો, વગર દીઠે રેલવેની ગાડીના નમુના બનાવી આપનારા કારીગરો, પાંચ રૂપિઆભાર વજનનું વીશગજ લાંબું એક મુઠીમાં સમાઇ રહે એવું ઝીણું ને ઉમદા મલમલ, જેણે યુરોપના કસબી ને સકંચે કામ કરનારાઓને હેરતમંદ કર્યા હતા, તેવું કપડું તૈયાર કરનારા કારીગરો, અને તેને માટે જોઈએ તેવું ઝીણું સુતર, જે વાયુથી ટૂટી જાય નહિ એટલા માટે ભોંયરામાં કંતાતું, હતું તે સુતર તૈયાર કરનારા કારીગરો, આપણા ઉત્તેજન વિના લય પામશે, અને તેમનાં છોકરાં જડસો માલ તૈયાર કરનારાં થશે, એમાં આશ્ચર્ય શું છે?

હવે આપણે ગવનના સાળુની વાત કરીએ. એવા સાળુની કીમત ઘણું કરીને બે રૂપિઆ અથવા વધારે પડે છે, પણ આપણે તેની કુમાશ, ઝીણપદ, રંગ, અને ભાતથી અંજાઇને તેને પસંદ કરીએ છીએ. એવા સાળુ જો દરરોજ વાપરવામાં આવે તો એક વરસમાં ઓછામાં ઓછા પાંચ ખરીદ કરવા પડે, તેથી તેની ખરાજાત આપણને વરસે દશ રૂપિઆની લાગે. જો કોઈ વિલાયતી ઝીણું બોજ ભઇ તેપર રેશમી વિલાયતથી આવતી કોર ચઢાવીએ તો

તેથી લગભગ સવાયું દોઢું ખરચ થઇ જાય. ઝીણુપદને માટે ખરીદ કરતી વખત આપણે તેના નિર્લજપણા ઉપર ધ્યાન આપતા નથી. વિલાયતમાં મડમો અનેક કપડાં શરીરપર વિંટાળે છે, તેથી તેઓ જો ઉપરનું કપડું ઘણું ઝીણું વાપરે તો તેમાં કાંઇ હરકત નહિ; પણ આપણાં બૈરાંનું આખું અંગ ફકત એકજ સાળુથી ને બહુ તો અંદર ચણીઆથી વિંટળાય છે. ઘણીક બૈરીઓ તો ચણીઆને પસંદ નહિ કરતાં એકલા સાળુજ ગાંઠે પહેરે છે. આવા ઝીણા સાળુ પહેરાવી તેની આરપાર આખા શરીરના ભાગો જણાવા દેવા એ કેટલું અમર્યાદ છે, એનો વિચાર આપણા શોખી જુવાનીઆ કરતા નથી. ભોગજોગે વરસાદથી કે કોઇ બીજા કારણથી બૈરીએ પહેરેલો સાળુ ભીંજાઈ જાય, તો તે કેવો બેશરમો દેખાવ આપે છે તેનું ઉઘાડી રીતે વર્ણન કરવાની જરૂર નથી. એ માટે પૈસા ખરચી અમર્યાદપણું વહોરી લેવું એ જાતેજ ખોટું છે. એ સાળુને બદલે આપણે કદાપિ અમદાવાદમાં વણાતાં મગીઆં ચંદ્રકળાઓ, કે ફેફુળીઆં વાપરીએ તો તે સ્ત્રીઓના અંગને સારી રીતે જાળવીને વધારે શોભા આપે છે. એવાં કપડાં ઓછામાં ઓછાં દશ રૂપિઆની અંદર બે આવી શકે, અને તે એક વર્ષ દહાડો પહોંચાડવાની જામીનગીરી હું મારે માથે લઉં છું. એ કપડાનો રંગ બે નમુન હોય છે, અને તેમની રેશમી કોરો ચળકતી ને શોભીતી હોય છે. ભરૂચમાં ને પેથાપુરમાં થતી બાંધણીઓ ને ગાળા કેવા સારા ને સસ્તા હોય છે, તે ઘણા ખરાના જાણવામાં હશે. એ બાંધણીઓ ને ગાળા વાપર્યાથી સાળુ કરતાં ઉલટું ઓછું ખરચ પડે છે. વળી ધોળકા, ખંભાત ને બીજે ઠેકાણે સુતરેલ ચોકડીઆં, પૌમચા. છીંદરીઓ, ને સાક્ષા થાય છે તે તો છેક દોઢ બે રૂપિએ મળે છે, બોજમાં વધારે ટકાઉ

હોય છે, અને શોભામાં કાંઇ ખરાબ હોતા નથી. ઘરમાં નિત્ય પ્રસંગમાં એવા સાલ્લા વાપરવાથી કાંઈ હરકત આવે નહિ, પણ ઉલટો પૈસામાં બચાવ થઈ શકે. છીપા લોકો ઠેકાણે ઠેકાણે જાડા સાલ્લા તૈયાર કરે છે તેની વાત આપણે મૂકી દઇશું, કેમકે તે જાડા ને સસ્તા હોવાથી તેનો વાપર હલકા લોકોમાં થાય છે; પણ એવો એક ભાતીગર સાલ્લો જેની કીમત ફક્ત એકજ રૂપિઓ હોય છે તે બિચારાં ગરીબ બૈરાંને આખું વરસ ગાંઠે તાણતાં છતાં પણ નમ્યું આપતો નથી. વિલાયતી એવું કયું કપડું છે કે જે ટકાઉપણામાં એ સાલ્લાની બરાબરી કરી શકે? ઘણીવાર આપણે મરીનાના કે તેવા કોઈ વિલાયતી કપડાના બોજ ઉપર કસબી કોર ચઢાવી ઉમદા સાળુ બનાવીએ છીએ. તેની કીમત પચીશ રૂપિઆ કરતાં વધારે પડે છે. એવા સાળુનો વાપર થતાં દેશમાં ઉત્પન્ન થતાં રેશમી સોળાં, બાંટ, અને બનારસી સાડીઓનો ખપ ઘટી ગયો છે. અમદાવાદી બાંટ આવા સાળુને પાણી ભરાવે છે, અને બનારસી સાડીઓના મોં આગળ તો તેઓ કશા હિસાબમાં નથી. વિલાયતી એવું કયું કપડું આવે છે કે જે કુમાશમાં, હલકાશમાં, રંગમાં, શોભામાં, ને ભાતમાં બનારસી સાડીઓ સાથે હરીફાઈ કરી શકે? પણ આવાં ઉમદા કપડાંનો ખપ દહાડે દહાડે ઘટી જતાં એક વખત એવો પણ આવશે કે ત્યારે ઢાકામાં વણાતા સર્વોત્તમ મલમલની પેઠે અને જામનગર તથા મહેમદાવાદમાં તૈયાર થતા અંગરખાના ઉપયોગના સુતરાઉ કાપડની પેઠે આપણે તેમનાં નામજ અને વણાટનાં સ્થળજ માત્ર સાંભળીશું. આ બનાબ કેવો ખેદદાયક છે?

આપણા લોકો કેટલીકવાર વસ્તુ ખરીદવા જતાં એવું પણ તપાસે છે કે તેનો વાપર થઇ રહ્યા પછીથી તે

કેટલું વળતર કરી શકશે. પાંચ સાત રૂપિએવારની ભાતીલી સાટીન લીધાને બદલે તેઓ તેટલી કીમતનો કીનખાબ પસંદ કરશે, કેમકે તેઓ જાણે છે કે તે ફાટતા સુધી શોભીતો જણાય છે, તે સાટીન કરતાં વધારે લાંબી મુદ્દત પહોંચે છે એટલુંજ નહિ પણ કીનખાબને ફાટી ગયા પછી પણ વેચી દેવાથી તેમાં રહેલા કસબની ખાતર તેના આઠદશ આના ઊપજે છે! વાસણ ખરીદતી વખત જો પીતળનું ને તાંબાનું વાસણ સરખી રીતે કામમાં આવી શકે એમ લાગે,તો તેઓ પીતળનાને બદલે તાંબાનું વાસણ થોડી વધારે કીમત આપીને પણ વેચાથી લેશે, કેમકે ભાગી ગયા પછી પીતળના શેરના ચાર આના મળી શકે છે, પરંતુ તાંબાના આશરે સાત આઠ આના મળે છે. એવી વિલાયતી ચીજો કયી છે કે જેમનું ભાગી તૂટી ગયા પછી કાંઈ વળતર થાય? આપણે પૈસા મૂકવા સારૂ વિલાયતી લોઢાની પેટીઓ રાખીએ છીએ; તેમની કીમત તેમના કદ પ્રમાણે બે રૂપિઆ કરતાં વધારે બેસે છે. એ પેટી ઉપર દીધેલો રંગ ને પાડેલાં ચિત્ર જો ઉખડી ગયાં, તો તે કદરૂપી દેખાય છે, અને જો તે દૈવયોગે ભાગી ગઈ તો તેની એક પાઈ પણ ઊપજવી મુશ્કેલ છે. હવે એને ઠેકાણે નાશકમાં થતી પીતળની સફાઈદાર ચોખંડી પેટીઓ (જેમનો વિશેષ ઉપયોગ પાન રાખવામાં હાલ છે તે) વાપરીએ તો તેથી કેટલો બધો લાભ થાય? એ પેટીઓ વિલાયતી લોખંડની પેટીઓ કરતાં શોભામાં ઊતરતી નથી પણ ઊલટી ચઢીઆતી છે, તેની શોભા ભાગતાં સુધી જેવી ને તેવીજ રહે છે, કેમકે જરા ઝાંખી પડી કે બીજા વાસણની પેઠેજ તેને માંજી શકાયછે, તેમાં પણ લોખંડની પેટીના જેવાં અંદર ખાનાં હોય છે, તેને તાળું દઈ શકાય એવી ગોઠવણ હોય છે, તેને ઝાલવાને માટે ઉપર નાજુક ને શોભીતો ગાળો રાખે છે, ભોય-

થી ઊંચી રહે એટલા માટે તળે બેસણી પણ હોય છે; એટલુંજ નહિં પણ જેમ ખોરૂં ઘી દીવેલમાંથી જતું નથી, તેમ એ પેટી ભાગે ત્યારે પણ તેમાંથી લગભગ ¼ કરતાં વધારે વળતર થઇ શકે છે. હવે કહો કે આ બે પેટીઓમાંથી કયી સારી ને સસ્તી? આવાં આવાં અનેક દૃષ્ટાંતો આપી શકાય, પરંતુ તેમનું વિસ્તારે વર્ણન હવે પછી બીજા પ્રસંગમાં આવવાનું છે, એ માટે અહીં ટુંકામાં પતાવી દઇશું. પણ આ પ્રમાણે દેશી કારીગરીનાં વખાણ કરીને વિલાયતી ચીજોને અન્યાય આપવાનું, કે સકંચાને જોરે તૈયાર થતો માલ સસ્તો પડવો જોઈએ તે વાત ઈનકાર કરવાનું હું ચહાતો નથી. અલબત એવી પણ કેટલીક ચીજો વિલાયતી આવે છે કે જે આપણે અહીં તૈયાર થતી ચીજો કરતાં ખરેખરી સારી ને સોંઘી હોય. પરંતુ હું એટલું તો કહી શકું છું કે જે ચીજોના પ્રકૃતિ પદાર્થો આપણા દેશથી વિલાયત જાય, તે પર બેવડી ત્રેવડી જકાત ને રસ્તા ખરચ બેરો, અનેક વેપારીઓના તેપર નફા ચઢે, અને વિલાયતી મોંઘી મજુરીની તે પર ખરાજાત લાગે, તે ચીજોના કરતાં એવીજ ચીજો આપણા લોકો હાથે બનાવે તોપણ તે કીમતમાં સોંઘી નહિ તો તેની બરાબર તો પડેજ. કેટલીક નાનીનાની ચીજો એવી હોય છે કે જે હાથે બનાવતાં ઘણીજ મોંઘી પડે, અને તોપણ તે સકંચાના જેવી ભાગ્યેજ થઈ શકે, વિલાયતી ટાંકણીઓ એક પૈસાની ચાળીશ અને વખતે તે કરતાં પણ વધારે મળે છે. વિલાયતી સોયો વખતે પૈસાનું પડીકું એટલે ૨૪ મળે છે, વિલાયતી ઝીણી ટીકસો ઘણીવાર એક પૈસાની ત્રીશ કરતાં પણ વધારે આવે છે. વિલાયતી સ્ટીલપેનો (જીભો) એક પૈસાની આઠ સુધી મળી શકે છે, વિલાયતી પથ્થરપેનો એક પૈસાની ચાર પાંચ મળે છે, વિલાયતી ખરચી કાગળ એક પૈસાના ચાર

અને દાગના ઝીણા તો તેથી પણ સસ્તા આવી શકે છે, આવી ચીજો હાથની મજુરીથી એટલી તો શું પણ એથી બમણી કીમતે પણ બની શકનાર નહિ. આવા પદાર્થોની આપણે જરૂર પડે છે, અને જ્યાં સુધી તે દેશમાં કારખાનાં નીકળી તૈયાર થાય નહિ, કે જ્યાં સુધી તે વગર આપણે ચલાવી શકીએ નહિ, ત્યાં સુધી તે વાપર્યા વગર આપણો છૂટકો નથી, એ વાત હું કબુલ કરૂં છું.

ઘણીવાર એમ ક્હેવામાં આવે છે કે આવી નાની નાની ને નજીવી બાબતો ઉપર ધ્યાન આપવાની શી જરૂર? એક પૈસાની સાળી ચાળીશ ટાંકણી આવે, તેમાંથી એકાદ પાઈની ટાંકણીઓ લાવી જરૂરને પ્રસંગે વાપરી, તેમાં તે મોટું દેશમાંથી શું નાણું જતું રહેવાનું હતું. સોયો ટાંકણીઓ જેવી હલકી વસ્તુઓ તે કેટલુંક દ્રવ્ય વિલાયત લઈ જનાર છે કે તે ઉપર આપણે માથાફોડ કરવી. પણ સબુર, આ બાબત ઉપર એક દૃષ્ટાંત આપું છું તે જુઓ. દીવાસળીની પેટીમાં લગભગ એંશી પંચાશી દીવાસળી હોય છે. અને તેની કીમત ફક્ત અધો પૈસોજ લેવામાં આવે છે. એ સળીઓ, ટાંકણીઓ ને સોયો કરતાં પણ ઘણી સસ્તી મળે છે, તેથી આપણે રાજી થઈએ, ને ઘણું કરીને સઘળા વાપરીએ છીએ. દરેક ગૃહસ્થને ત્યાં ઓછામાં ઓછી મહિને એક પેટી બળતી હશે, અને જેઓ તમાકુ પીનારા છે તેમને તો અઠવાડીએ એક પેટી જોઇતી હશે! એમ છતાં ધારો કે આખા હિંદુસ્તાનમાં ઘર દીઠ સરેરાશ ફક્ત એકજ પેટી આખા વર્ષમાં વપરાય છે. આ અડસટો આપણે ઓછામાં ઓછો લીધો છે, તથાપિ તેથી કેટલો પૈસો એક વર્ષમાં પરદેશ જાય છે તે તમે પોતેજ ગણી જુઓ, તો માલમ પડે કે તેથી વર્ષે દશલાખ રૂપૈયા યુરોપ તરફ ચાલતા થાય છે! હિંદુસ્તાનના મોટા મોટા

હાકેમો એટલે ગવરનર જનરલ અને ગવરનરો મળીને જે-
ટલું પગારમાં લઈ જાય છે, તેટલાં ધનપર, આ નજીવી
ને સસ્તી પણ વિનાશકારી દીવાસળીઓ દેવતા મૂકાવે છે!
કદાશ આપણે ગણત્રીમાં ચૂકતા હોઈશું, તો હિંદુસ્તાનનાં
પાંચ દશ ઘરો ને દુકાનો તેમની માલ મતા સાથે બાળી
નાખીને પણ દશ લાખમાં ખૂટતી રકમ એ દીવાસળી
ખસૂસ પૂરી કરતી હશે!!

# ભાગ ૩ જો.

આ રીતે દેશની પડતી હાલત થયાને લીધે દેશી કા-
રીગરોને ઉત્તેજન આપવાની જરૂર છે તે, અને તેમ ક-
રવામાં આપણને હરકત કે નુકશાન પણ થોડાંજ છે, તે
બતાવી આપવાનો યથાશક્તિ પ્રયત્ન કર્યા પછી, અને એ
બાબત સઘળા દેશ હિતેચ્છુઓને વિચાર કરવાની કારણ
પૂર્વક અરજ કર્યા પછી, દેશી કારીગરીને ઉત્તેજન કેમ
આપી શકાય. આપણે આ અગત્યના કામમાં કેટલું કર-
વાને સમર્થ છીએ, અને આ ભલી નેમ પાર પાડવાને શા
ઉપાય લેવા જોઈએ, એ બાબતો ઉપર હવે આપણે લક્ષ
આપીશું.

દેશી કારીગરીને ઉત્તેજન આપવાના બે રસ્તા છે. ૧
લો દેશીકારીગરી વધે ને સુધરે તેમ કરવું. ૨ જો, દેશી
કારીગરીથી ઉત્પન્ન થતા માલનો જેમ બને તેમ વધારે ઉ-
ઠાવ થાય તેમ કરવું. આપણે જાણીએ છીએ કે યંત્રની
મદદથી થોડી મુદ્દતમાં ઘણું કામ થઈ શકે છે, માટે તેથી
ઉત્પન્ન થતો માલ ફક્ત હાથની મહેનતે તૈયાર થતા માલ
કરતાં ઘણો વધારે અને પરિણામે સસ્તો થાય. યાંત્રિક શ-

ક્તિઓનો ઉપયોગ આપણા દેશમાં અજાણ્યો નથી, પણ દેશને અનેક આફતો પડતાં તે વધી શક્યો નહિ. યંત્રના કામમાં પાણી, વાયુ, અને વરાળની મહા શક્તિઓ વાપરી તેમની પાસે અદભૂત કામ કરાવવાની કળા યુરોપખંડના લોકોએ શોધી કહાડી છે. તેઓ તેમાં સુધારો વધારો કર્યા જાય છે, અને તેઓ તેનો બહોળો ઉપયોગ કરીને ઘણો લાભ મેળવે છે. એવા સકંચા જો આપણા દેશમાં દાખલ થાય તો તેથી અહીં ઉત્પન્ન થએલો માલ વિલાયત કરતાં પણ સસ્તો પડે, એમાં શક નથી; કારણ કે આપણા દેશમાં જોઈએ તેટલા પ્રકૃતિ પદાર્થો છે, અને આપણા દેશની મજુરી સસ્તી છે; પણ એવા રાક્ષી સંચાની કીમત પણ રાક્ષી હોય છે તેથી, તથા એવાં કારખાનામાં ઘણા પૈસા રોકવાની અગત્ય પડે છે તેથી, તે નિર્ધન થવા આવેલા દેશમાં દાખલ થવાનો હાલ સંભવ થોડો છે. આપણા દેશમાં એવા શ્રીમંતો થોડાજ રહ્યા છે કે જેઓ લાખો રૂપિયા ખરચી એવાં કારખાનાં સ્વતંત્રપણે ઉઠાવી શકે. એવા સકંચામાં જોખમ ને હરકતો પણ એટલી બધી હોય છે, કે કદાપિ ધનાઢ્ય લોકો તેમને સ્થાપન કરવાને શક્તિમાન હોય તો પણ તેમની હીમત ચાલી શકે નહિ. વળી સન ૧૮૬૫-૬૬ ના શેર સટ્ટાના વિનાશકારી જુગારે લોકોને એટલા તો પાયમાલ કરી નાખ્યા છે, અને એટલા તો બીવરાવી માર્યા છે, કે હવે કંપની કાઢીને કારખાનાં જમાવવાના કામમાં તેઓ પૈસા રોકવાની ભાગ્યેજ હીમત ધરી શકે. હજારો ભાગીદારો થઈને કારખાનાં કે માતબર દુકાનો જમાવવાની યુક્તિ આપણા દેશમાં કેવળ નવી હતી, તેની સટોરીઆ લોકોએ એવી ખરાબી કરી મૂકી કે તે જન્મ પામતાંજ મરણ પામવા સરખી થઈ પડી છે.

આવી હાલતમાં માતબર કારખાનાં આપણા દેશમાં

ઘણાં ઉઘડવાં હાલ કેવળ અસંભવિત લાગે છે; તપાપિ જો આપણા પડી ભાગેલા પણ બીજા કરતાં સારી હાલતના રાજા રજવાડા આવાં કામ માથે લેવા આદરે તો તે બની શકે તેમ છે ખરૂં. આપણા રાજાઓ લાખો રૂપૈઆ નિરર્થક અને મોજ મજાહમાં ગુમાવી દે છે, તેઓ હજારો રૂપિઆ વડી સરકારને ખુશ કરવાને, કે પોતાની મરજીથી બીજાં સુધારાનાં કામમાં પણ વખતે વખત ખરચતા આપણે જોઈએ છીએ. તેઓની આવક દિનપર દિન ઘટતી જાય છે, કેમકે તેમને એક ચાસ જમીન પણ નવી મેળવવાનો કોઇ જાતનો સંભવ નથી; અને તેમને માથે અનેક તરેહના ખરચનો બોજો વધતો જાય છે. તેમના ખેડૂત, તેમના કારીગરો અને સામાન્યપણે તેમની આખી પ્રજા હિંદુસ્તાનના બીજા લોકોની પેઠે નબળી હાલતમાં આવતી જાય છે; તેથી તેમના ખજાના તર થવાને એકે માર્ગ ઉઘાડો નથી. પણ જો તેઓ પોતાની શક્તિ પ્રમાણે કેટલાક પૈસા નવાં નવાં કારખાનાં ઉઘાડવામાં વાપરે તો તેથી તેમને પોતાને, તેમની રૈયતને, અને હિંદુસ્તાનના બીજા લોકોને પણ ઘણો લાભ થાય. મુંબઇમાં અને બીજે ઠેકાણે રૂ કાંતવાના, લુગડાં વણવાના, કપાસ લોઢવાના, અને બીજી કેટલીક જાતના સકંચા નીકળ્યા છે, તેમાં ઘણુંકરીને પ્રતિ વર્ષ લાભ રહે છે, એ સૌ કોઈના જાણવામાં છે. ઘણા સકંચામાં તો આઠ દશ ટકા અને તે કરતાં પણ વધારે નફો ભાગીદારોને વહેંચી આપવામાં આવે છે. એ માટે એવાં કારખાનાં આપણા દેશમાં લાભકારક થઈ પડે છે એ અનુભવ વડે પણ સિદ્ધ થઈ ચૂકયું છે. આપણા શોખી રાજાઓ આવી આવી બાબતોપર કયારે ધ્યાન આપશે, અને તેઓ લોકોને કયારે લાભકારક થઇ પડશે? તેઓ જાતે ઉદાર હોય છે; તેઓ હજારો રૂપિઆ દાન દક્ષણામાં વાપરી દેછે, અને

તેઓ હજારો રૂપિઆ ભાટ ચારણાદિને બક્ષી દેછે; પરંતુ એવાં દાન ઊલટાં દેશને દરિદ્ર કરનારાં હોઈને તેથી કાંઈ પુણ્ય થતું નથી, એ તેમણે જાણવું જોઇએ, એ કરતાં તો દાન કર્યા દાખલ ગણીને પણ જો તેઓ કેટલાક પૈસા નવાં કારખાનાં કાઢવામાં વાપરે તો તેથી એક પંથ ને દો કાજ થાય. તેમને પોતાનાં નાણાં નફા સાથે પાછાં મળશે, એટલુંજ નહિ પણ એવાં કારખાનાંથી ભૂખે મરતા સેંકડો આદમીની રોજી જાગતાં તેમનાં આંતરડાં જે આશિષ દેશે તેથી બ્રાહ્મણોને હજારો ગૌદાન કર્યા કરતાં પણ અધિક પુણ્ય થશે. પણ આપણા આનંદી ને અણસમજ રાજાઓને માલૂમ પણ ક્યાં છે કે કેવાં કામ વધારે પુણ્યનાં કહેવાય? કેવાં કામ લાભકારી થઈ પડે, અને પોતે રૈયતના સુખની ખાતર શું કરવું જોઇએ. તેઓ બિચારા જાણતા પણ નથી કે દેશને માથે શી આફ્ત છે, અને એ આફ્ત થોડી ઘણી ટાળી શકવાનું તેમના હાથમાં છે કે નહિ, તેમને પોતાને માથે ઝઝુમતાં દુખોનું પણ તેમને ભાન નથી, તો તેઓ બીજાનો વિચાર કેમ કરી શકે. કહેવત છે કે રાજાઓને સાન ન હોય પણ કાન હોય; તેમને જો સમજાવવામાં આવે કે ફલાણું કામ કરવાની અગત્ય છે, ફલાણા કામમાં લાભ છે, અને ફલાણા કામથી ખરેખરૂં પુણ્ય લાગે છે, તો તેમનાં હૃદય એટલાં કોમળ હોય છે, અને ઘણાકની સમજ શક્તિ એટલી તિવ્ર હોય છે, કે તેઓને ધીરે રહીને સમજ પાડી હોય તો તેઓ સમજ્યા વગર રહે નહિ; પણ તેમને સમજાવે કોણ? તેમના અસલી કારભારીઓને પોતાના સ્વાર્થ સિવાય બીજી કાંઇ પડી હોતી નથી. ઘણાક કારભારી તો તેમના રાજા કરતાં પણ ઓછી અક્કલના ને ઓછી દીર્ઘ દૃષ્ટિવાળા હોય છે, તેથી તેમને પોતાનેજ આવી અગત્યની વાતોની સમજ પડતી નથી. એ

માટે રાજાઓ તરફથી હાલ આપણને આવા કામમાં થો-ડીજ આશા રહે છે. આપણી વડી સરકારનું લક્ષ દેશી કા-રીગરી વધારવા તરફ હોય એવાં ચિન્હ જણાતાં નથી. જ-માનની ઉપજ વધારવા પાછળ તે ઘણી કાળજી રાખતી ને મેહેનત કરતી હોય એમ તો આપણને તેના કૃત્યો તરફથી લાગે છે, તે વાવેતર વધારવાને સારૂ ઠેકાણે ઠેકાણે નેહેરો કાઢવાના કામમાં લાખો રૂપિઆ ખરચે છે, વધારે ઉપજ થાય એટલા માટે પરદેશી બીજ મગાવી આપણા દેશમાં તેનું વાવેતર કરવાની કોશિશ કરે છે, લોકલફંડના પૈસાવડે ઠેકાણે ઠેકાણે તળાવોના બંધ અને કુવા તૈયાર કરી આપે છે, પરંતુ તે સઘળું કામ ખેતીવાડીનેજ લગતું છે. એથી પણ રૈયત ઉપર સરકારનો ઉપકાર થાય છે. લાખો રૂપિઆ ખરચીને ખોદાવેલી નેહેરો ખરચના પ્રમાણમાં લાભકારક થઈ પડી છે કે નહીં તે હજી અનુભવ વડે જોવાનું રહ્યું છે, અને કેટલાક વિદ્વાનો તો એવું મત આપે છે કે એ-માં ખરચેલી મોટી રકમો અંતે પાણીમાં નાખી દીધા બ-રાબર થનાર છે. એ વાતનું ગમે તેમ હો, પરંતુ જો સ-રકાર એમાંથી થોડાક રૂપીઆનો ઉગારો પાડીને તે દેશી કારીગરી વધે એવાં કાર્યોમાં ખરચે તો તેથી દેખીતો ને તરતનો લાભ થાય એમ છે, પણ સરકાર આવું કામ માથે લેશે એવી આશા રાખવી સ્વપ્નાવત લાગે છે. હાલની વડી સરકારે આ બાબત ધ્યાનપર લીધી છે એ સંતોષની વાતછે.

ત્યારે આપણે કેમ કરવું? ઘણા સકંચા દાખલ થાય, અને દેશની દશા વળે એમ તો કાંઈ લાગતું નથી; પરંતુ હજી આપણે તપાસ કરવાની છે કે એવા સકંચા વગર પણ આપણે દેશીકારીગરીને વધારી શકીએ તેમ છે કે ન-હીં? લાખો રૂપીઆ ખરચીને જો આપણે વરાળીઆ કે બીજી મહા શક્તિવાળા સકંચા લાવી શકતા નથી, તો આ-

પણ માટે બીજા રસ્તા પણું છે. એવા સંચા વિલાયતમાં અને બીજે ઘણે ઠેકાણે ચાલે છે કે જેમાં વરાળ બરાળનો કાંઈ ખપ પડતો નથી. અને ખરૂં પુછાવો તો કારવ્યવહારની ઘણી ચીજો તો એવા સાદા સકંચા વડેજ ઉત્પન્ન થાય છે. તેમની કીમત કાંઈ લાખોથી થતી નથી, અને તેથી તેમાં ઘણું જોખમ પણ સમજવું નહિ. આપણા દેશને આ સમયે તો એવાજ સંચા વધારે અનુકૂળ આવે તેમ છે; અને આપણા દેશની સસ્તી મજુરીને લીધે, તથા ઘણા કમાક કામ કરવાની આદતને લીધે, તથા દેશની કેટલીક ખાસ સરળતાઓને લીધે આપણે એવા સકંચાની મારફતે વિલાયતી વરાળીઆ સંચાથી ઉત્પન્ન થતા સામાન કરતાં સસ્તો નહીં તો તેના જેટલીજ કીમતનો સામાન ઉત્પન્ન કરી શકીશું. દાખલાને માટે આપણે દિવાસળીની પેટીઓનું કારખાનું લઇએ. એમાં કાંઇ વરાળના સંચાની કે મોટી થાપણની જરૂર નથી. તે સાધારણ પૈસાવાળો શખ્સ ધારે તો કાઢી શકે તેમ છે. એમાં જેમ દ્રવ્યનું જોખમ થોડું છે તેમ કદાચ લાભ પણ પ્રથમ ઝાઝો નહીં થાય, પરંતુ એથી કેટલાક લોકની રોજી જાગશે, અને લોકોનું મન નવાં કાર્યો તરફ દોડશે. હાલ તો એવો વખત આવી પડયો છે કે જેમની પાસે થોડું ઘણું નાણું છે તેમને સુઝ પણ નથી પડતી કે તે શા કામમાં વાપરવું. શાહુકારો પણ સેવિંગ બેંકમાં પાંચ આનાને વ્યાજે પોતાના રૂપીઆ મુકવાને પ્રયત્ન કરે છે, કેમકે દેશમાં એવા પણ બીજા વેપાર તેમને નથી જણાતા કે જેમાં છ સાત આના એ સલામતી સાથે વ્યાજ ઉપજી શકે. એજ પ્રમાણે સાબુનાં, કાચનાં, અને બીજી અનેક જણસોનાં જે નાનાં કારખાના દેશમાં એકવાર દાખલ કરવામાં આવે, ને લોકો તે ફતેહમંદીથી ચાલતાં જોય, તો પછી એવા પણ કોઈ નર નીકળી આવે કે

જે તેનાં માતબર કારખાનાં કાઢવાને ઉભા થાય. એક મારો મદરાસી દોસ્ત યંત્રકળા શીખવાને અને વિલાયતી ખેતીવાડીનાં ઉંચાં ઓજાર ખરીદવાને વિલાયત ગયો હતો, તેણે પાછા આવી પ્રસંગોપાત એવો અભિપ્રાય આપ્યો કે વિલાયતી ઓજાર આપણા દેશને માફક આવે તેમ લાગતું નથી, પણ જો એવાં ઓજાર અહી બનાવવામાં આવેતો તે ઘણાં સસ્તાં પડે, અને ટકાઉ પણ વધારે નીપજે. તે કહેતો હતો કે એવાં ઓજારના નમુના જો આપણા ચાલાક કારીગરોને બતાવવામાં આવે, તો તેઓ વિલાયતી કરતાં પણ એક ચંદાવા સરસ અને સસ્તા મૂલનાં તે તૈયાર કરી શકે. યંત્રશાસ્ત્રમાં કુશળ એવા ઘણા દેશી વિદ્વાનોનું મત એવુંજ છે, અને તેઓ કબુલ કરેછે કે આપણી હાલની સ્થિતિ પ્રમાણે આપણાથી વરાળીઆ કે એવા ભારે સકંચા દાખલ કરાય તેમ નથી, માટે સારો લાભ કારક, ને બની શકે તેવો રસ્તો તો એજ છે કે હાથે કે જનાવરથી ફેરવવામાં આવે તેવા પણ કેવળ હાથે કરવાના કરતાં ઘણું વધારે કામ કરે એવા સકંચા ઉત્પન્ન કરવા. શોધક પુરૂષોની મેહેનત આ કામમાં સત્વર ફતેહ પામે એવું છે. રાજકોટમાં એક વિદ્વાન દેશીએ એવો સંચો બનાવ્યો છે કે જેથી એક માણસ દરરોજ પચાશ કરતાં વધારે સાલ્લા છાપી શકે. મતલબ કે એક છીપો પોતાને હાથે બીબું ઠોકી ઠોકીને જેટલું કામ કરે તે કરતાં એ નાનકડા સંચાથી પચાશ ઘણું વધારે કામ થાય! આવા સંચાની કીમત બસે રૂપીઆ કરતાં વધારે પડતી નથી, તેથી તેને સાધારણ છીપા લોકો પણ ખરીદ કરી શકે. હવે જેમ એમાં સાલ્લા છપાય છે, તેમ તેમાં ધોળું કપડું દાખલ કરવામાં આવે, ને કાંઈ ભાતમાં ફેરફાર કરવામાં આવે, તો તેથી ખાસી મજેહની છીંટ તૈયાર થાય. આ પ્રમાણે જુજ રકમ

ખરચ કરતાં જો આપણે પચાશ ઘણું કામ વધારી શકીએ, તો તેથી કેટલો લાભ થાય તેનો વિચાર વાંચનારેજ કરી લેવો. વળી અમદાવાદના એક હોંશીઆર કારીગરે તાર ચપડવાનો એક સકંચો બનાવ્યો છે. કિનખાબમાં, પાઘડીઓના તોરામાં, અને બીજા અનેક ઉંચા કપડામાં સોનેરી અને રૂપેરી કસબ વપરાય છે; તે તૈયાર કરવામાં આપણા લોકોને કેટલી મેહેનત પડે છે તે ઘણા ખરાના જાણવામાં હશે. પ્રથમતો સોનારૂપાનો તાર ખેંચી ખેંચીને જોઇએ તેટલો પાતળો કરતાં માણસનાં આંકસીઆં ઉંચાં આવે છે. ત્યાર પછી તેને સુતરનાદોરા સાથે કાંતવાને માટે ચપટો કરવો પડે છે, તેમાં પણ ઘણી મેહેનત ને વખત જાયછે. આ સંચો ચપડવાની મેહેનત દૂર કરવાને માટે કરવામાં આવ્યો છે, તેની રચના સાદી ને તેની કીમત ઘણી જુજ છે, પણ તેમાંથી કામ ઘણું થાયછે. સંચાની કરામતથી એક ઉંચે રહેલી હથોડી હેરણ જેવા પર ધબધબ પડે છે ને ચઢે છે, તેથી તેના ઘા વડે હેરણ પસાર કરીને જતા અનેક તાર ટીપાઇને ચપટા થઈ જાયછે. અમદાવાદમાં એક ફીરંગીએ કુવામાંથી પાણી કાઢવાની એક સાદી યુક્તિ કરી છે, તેથી દશ પંદર રૂપીઆનો એક મુડદાલ ઘોડો આપણા બે બળદ અને એક બે માણસ મળીને જેટલું પાણી કાઢી શકે તે કરતાં પણ ઘણું વધારે પાણી કોષેવતી કાઢી શકે છે. એક ફાળકા જેવું ‡ યંત્ર કરી તેની આસપાસ તે ઘોડો ફરતો રાખે છે, અને વરતને તે ફાળકા ઊપર વિંટળાવાની જુક્તિ કરી છે, તે એવી કે ભરાઈને આવતા કોષના વરત નીચે લપેટાવા માંડે છે, તેજ વખતે કુવામાં ઉતરતા કોષનો વરત ફાળકાના ઉપલા ભાગ પરથી ઉકલવા માંડે છે! આથી એકજ વખતે બે કોષ જેટલું પાણી નીકળે છે. વિલાયતી બખીયા

‡ એવાં યંત્ર હાલ કેટલેક ઠેકાણે પસર્યાં છે.

દેવાના સંચા આવે છે તેમાં વરાળનું કામ ક્યાં પડે છે. એવી જાતના સકંચા તૈયાર કરાવાનું કામ કાંઇ નમુના ઉપરથી મુશ્કેલ પડતું નથી; પરંતુ આપણા કારીગરોનું લક્ષ એ તરફ દોડાવું જોઈએ. અને તેમને આપણા તરફથી ઉશ્કેરણી મળવી જોઇએ. આપણા યંત્રવિદ્યાશાસ્ત્રીઓ જો તેમનો થોડોક વખત આવા કામમાં ગાળે, અને પોતાની વિશેષ અકલની કે વિદ્યાની સહાયતા તેઓ કારીગર લોકોને આપે તથા તેમને સમજાવી ઉશ્કેરીને ઉભા કરે, તો તે ઝીણી બુદ્ધિના કારીગરો ઘણા ઉપયોગી હાથે ચલાવવાના સંચા ઉભા કરી દેશની સેવા બજાવી શકે તેમ છે.

વળી ઘણીક વિલાયતી ચીજો તો એવી આવે છે કે જેમને કોઇ પણ જાતના સકંચાની એ જરૂર નથી. તેવી ચીજો આપણા કારીગરોના સાધારણ ઓજારોથી સેહેજ ને સસ્તી રીતે બની શકે એવું છે. માટે જો કોઈ પણ પ્રકારના સંચા દાખલ કરવાનું બની શકતું નહીં હશે, તો પણ આપણે આપણી ઘણીક કારીગરી આવી રીતે વધારી શકીશું. ફકત એ તરફ આપણા વિચાર વળવા જોઈએ, ફકત આપણે કારીગરોને ચીજોના નમુના અને તે કરવાની યુકિત દેખાડી આપવી જોઇએ, અને ફકત આપણે વિલાયતી ચીજોને બદલે એ પ્રમાણે તૈયાર થએલી ચીજો ખરીદ કરી તેમના બનાવનારને ઉત્તેજન આપવું જોઇએ. એવી ચીજો કઇ હશે કે જે વગર સંચે ફકત હાથનીજ મેંહેનતથી બને, અને સકંચે તૈયાર થએલી વસ્તુઓની બરાબરી કરી શકે, એટલુંજ નહીં પણ વખતે તો તેથી પણ સસ્તી પડી શકે, તે બતાવી આપવાને અહીં થોડાંક દ્રષ્ટાંતો આપું છઊં.

લાકડીઓ. જો આપણા બાપદાદા વાપરતા અને હજી ગામડાના લોકો અને કેટલાક સાહેબ લોકો વાપરે છે એવી

સંગીન વાંસની ભારે લાકડીઓ વાપરવાનું કહેવામાં આવે, તો આપણા નાજુક ને નબળા જુવાનીઆ એ વાતને હશી કહાડે. પણ ઉછરતા વાંસને મૂળમાંથી તાણી કાઢી તેની શોભાદાર લાકડીઓ બનાવે છે. અને જેને છેડે સ્વભાવિક જનાવરનું મોઢું ને આગળ પડતા બે કાન હોય છે, તેવી પાતળી ને નાજુક લાકડીઓ વાપરી હોય, તો તે કાંઇ વિલાયતી સાધારણ લાકડીઓ કરતાં ઉતરતી જાતની જણાય નહિ, વળી તે સસ્તી કેટલી; કેટલેક ઠેકાણે તે પૈસે પૈસે અને ઘણેક ઠેકાણે તે બે ત્રણ પૈસે મળી શકે! સાધારણ વિલાયતી ઘોકાઓ આપણે વાપરીએ છીએ, જેની કીમત પાંચ આનાથી બાર આના સુધી બેસે છે, જેને છેડે એક પૈની કીમતની પાતળી ટોટીજ માત્ર શણગારમાં જડેલી હોય છે, અને જે ઘણુંકરીને તેના બેડોળ ઢેકા ઢઇયાને માટે પસંદ કરવામાં આવે છે! એવાજ ઘોકકા આપણા દેશમાં તૈયાર કરતાં તેમાં સકુચાનુ કશું કામ પડશે નહી, અને તે હાથે બનાવ્યા છતાં પણ ફકત એક બે આનામાં મેળવી શકાશે. મધ્ય ગુજરાતમાં અને બીજે ઘણે ઠેકાણે એક જાતનું વલ્લિ વર્ગનુ લાકડું થાયછે, તેને ઢાંસર કહે છે, અને તે વડ લીમડા, અને એવાં મોટાં ઝાડપર વિંટળાયછે, તે વખતે આપણી સાથળ જેટલું જાડું થઈ શકે છે, અને તેની શાખાઓના વિલાયતીને મળતા ઘોકકા થઇ શકે એમ છે. ઢાંસર અને એઘોકકાનું લાકડું. જો એકજ જાતનું નહી હશે, તો તે એક વર્ગનું તો હશેજ એમ તપાસ કરતાં માલમ પડે છે; કેમકે ઢાંસરની ચીકાશ, અંદરનું બંધારણ, ઉપરના ઢેકા, મૂળનો રંગ, રજકણોનું ઘટત્વ, અને તેનો ભાર એ સૌ વિલાયતી ઘોકા સાથે મળતું આવે છે. એવાં લાકડાંને કપાવી મગાવી તેની લાકડીઓ બનાવવાની અજમાશ મેં મારી જાતે કરી જોઇ છે. એ લાકડીની લં-

બાર જેટલા કડકા કાપીને તેમને ગરમ કીધા, પછી દરેકને ગોળ વાળીને તેના બે છેડા એક બીજાને અરાડી દોરીથી બાંધી લીધા, એટલે વચલો ભાગ ગોળાકાર થઈ રહ્યો. એકાદ દાડો સૂકવ્યા પછી એ ગોળને મધ્યમાંથી કાપી નાખતાં બે લાકડીઓ મજેહદાર વાંક વાળી તૈયાર થઈ; પછી તેને છોલીને ઉપર એક વારનિશનો કે કોઈ રંગનો હાથ દેવાનું અને એક નીચે પીતળની નાની ખોળી ચઢાવવાનુંજ કામ માત્ર બાકી રહ્યું. આવાં લાકડાં ગામડાની અંદર બે આનામાં એક ભારો આણી આપે, અને બીજા સેજસાજ ખરચથી ને મજુરીથી તેની ઘણી લાકડીઓ તૈયાર થાય, એટલે તે વિલાયતી કરતાં, ખસૂસ સસ્તી પડે. વળી એવા વિલાયતીને મળતા અને વખતે તેથી પણ ચઢીઆતા ઘોડકા બનાવવાને માટે તો આપણા દેશમાં બીજાં પણ ઘણાં લાકડાં બને છે. રાયણનું લાકડું કેવું સંગીન, મજબુત, અને ઉપર ટકાઉઈઆવાળું થાય છે તેતો ઘણાના જાણવામાં હશે. જ્યાં એ રાયણનાં ઝાડો પુષ્કળ થાય છે ત્યાં તમારી મરજીમાં આવે તો બે લાકડીવાળી ડાળી મફત કાપી લો તો પણ કોઇ હુંકારો સરખોએ કરશે નહીં; કેમકે ત્યાં એની એટલી કીમત નથી, લોકો એ ઉપયોગી લાકડાને એવે ઠેકાણે બહુ કરીને બાળવાના કામમાં લેછે. લાકડીઓ થાય એવા પાતળા સોટા (જે બાળવા શિવાય બીજા કામમાં લેવાતા નથી) તો તમને એક બે રૂપીઆમાં એક ગાડું ભરીને આપશે! પછી તેની સેંકડો લાકડીઓ બનાવ્યાજ કરો. વેલંતરાનું લાકડું સઘળે મશહુરછે, તેની લાકડીઓ સૌથી વધારે મજબૂત ને ટકાઉ થવાનો સંભવ છે. કાઠીઆવાડની ગીરની ઝાડીમાં એક જાતનું લાકડું (અબનુસ?) થાયછે તે સીસમ કરતાં પણ વધારે ભારે, ને વધારે ચીકણું, ને વધારે શોભાદાર કહેવાયછે. વળી એજ ગીરમાં ધામણ જા-

તનું લાકડું થાયછે, કાઠીઆવાડના બર્ડા પર્વતમાં સીસોટી ઉગેછે, અને રાજ પીપળા આગળ ગંજેટી પુષ્કળ પેદા થાયછે; એ સર્વે હાથમાં ઝાલવાની લાકડીઓ બનાવવાને પૂર્ણ રીતે લાયકછે. આપણા લોકો તેમની લાકડીઓ બનાવે પણ છેજ. આપણા ગામડામાં ઠેકાણે ઠેકાણે બાવળની કે બીજા લાકડાની દડા રમવાની એક છેડેથી વાંકી વાળેલી ગેડીઓ બનાવેછે, તેના કરતાં આ અંગ્રેજી ધોકકા બનાવવાની ક્રિયા કાંઇ ચઢીઆતી નથી. એમાં અકલનું; પૈસાનું; કે સંચાનું કાંઈ કામ પડતું નથી. આપણે અહીં પ્રકૃતિ પદાર્થો જથાબંધ નીપજેછે તેથી, તથા સસ્તી મજુરીને લીધે એવી લાકડીઓ વિલાયતી કરતાં ઘણી સસ્તી પડી શકે એમાં નવાઈ કાંઈ નથી; પણ તમે કહેશો કે બીજી વિલાયતી લાકડીઓ આવેછે, જેમને મથાળે કૂતરા બીલાડાં ને એવાં જનાવરના આકાર ચીતરેલા વાંકા હાથા જડેલા હોયછે. તેવી લાકડીઓને માટે કેમ કરવું? એક કુશળ કારીગર સાથે વાત ચીત કરતાં તેણે જણાવ્યું કે એવાં મોઢાં બનાવવાનું કામ કાંઇ મુશ્કેલ કે ઘણા ખરચવાળું નથી. તે જણાવેછે કે ગાય †ભેંશના વાંકડા સીંગડાને ચીતરીને તે લાકડીને માથે જડી શકાશે. વળી વિલાયતી કહેવાતી વેહેલઓનની ઘણી શોભાદાર પણ ભાગી જાય ને બદઓ આપે તેવી લાકડીઓ આપણા દેશમાં આવેછે, તેના બેથી ચાર રૂપીઆ સુધી બેસેછે. એવી તરેહની લાકડીઓને માટે આપણે કેમ કરવું? હું કહું છઉં કે એ ઉડાઉ શોખ છોડી દો, અથવા આપણાં સાધારણ કાષ્ટની બનાવેલી લાકડી ઉપર ગમે તો રૂપાની ખોળો ચઢાવી તેને શોભીતિ કરો. તમારી

---

†આવી લાકડીઓ તૈયાર કરવા તેણે માથે લીધુંછે, અને આશાછે કે તેમાં તે ફતેહ પામશે.

મરજીમાં આવે તો તે ચાંદીની ચીપોને ચીતરાવીને વધારે ઘાટીલી કરો. એવી રીતે કરશો તોપણ છેલ્લે સરવાળે તે તમને વેહેલબોનની લાકડી કરતાં મોઘી નહીં પડશે; કેમકે વેહેલબોનની લાકડી જલદી ભાગી જાયછે, પણ આ ખોળીઓતો વારા ફરતી ઘણી લાકડીઓ ઉપર ચઢાવી શકાશે, એટલુંજ નહીં પણ અંતે અડધા પોણા દામ પાછા બંધ બેસશે. એ વિચાર કદાપિ ના પસંદ આવે તો પછી વેહેલબોન જેવી લાકડી આપણા દેશમાંથીજ મેળવવાનો યત્ન કરીએ. મહીનદીમાં ભરતી આવેછે તે વખતે તેમાં એક જાતનાં જનાવર તણાઈ આવેછે, તેમને દેહેવાણ, ગાજણા, અને બીજાં કાંઠાના ગામના માછીઓ માછલાં પકડવા સારૂ નાખેલી જાળમાં ફસાઈ પડતાં પકડી લેછે, અને તેમની લાંબી પુછડી કાપી લઇ તેમને પાછાં જતાં કરેછે. એ પુંછડીઓ ઘણી લાંબી હોવાથી તેની લાકડીઓ બનાવવામાં આવેછે, અને તે એ ઠેકાણેના લોકો જૂદી જૂદી જાતની ખોળીઓથી મઢાવીને લાકડીને ઠેકાણે વાપરેછે. આ લાકડી ચાબકના આકારની છેડેથી અણી થતી, ને શણગારેલી હોય તો શોભીતિ પણ દેખાયછે. વળી એમાં એક બે અજબ તરેહના ગુણછે, તે એકે છોકરાંને જ્યારે વરાધવાવળી થાય ત્યારે તેને છેડેથી ઘશીને જરા પાણી પાયું હોય તો તે મટી જાયછે, અને એ લોઢા જેવી મજબૂતધાતુને વેહેરી નાખેછે! લોઢાને વેહેરવાની ક્રિયા મે મારી જાતે અનુભવીછે, અને એ લાકડી તેમ કરતાં ઘસાતી પણ નથી, એ અજબ તરેહનું લાગેછે આપણા દેશમાં ઘણી જાતની હાથમાં પકડવાની લાકડીઓ અસલથી થાયછે, જેમાંની કેટલીકતો ખરેખરી સોભાવાળી પણ હોયછે, તથાપિ તે વિલાયતીને બરાબર મળતી આવતી નથી, વિલાયતી જેવા ઢેકા ઢયા નથી, વિલાયતી જેવી તે દેખાવડી પણ તકલદી નથી,

એ માટે તેમને આપણા જુવાનીઆ પસંદ કરતા નથી; પણ ફીકર નહીં, જો તેઓ ઉપર બતાવ્યા પ્રમાણે નવી નવી તરેહની વિલાયતીને મળતી લાકડીંઓ તૈયાર કરવાનું આપણા કારીગરોના ધ્યાનમાં ઉતારે, અને તેમને થોડી ઘણી મદત આપીને એવું કામ આદરવાની ઉશ્કેરણી આપે, તો, તેમને પસંદ પડે એવી, અને વિલાયતીને માથે પાણી ફેરવે એવી, લાકડીઓ તેઓ સસ્તી કીમતે મેળવી શકશે, અને એ મેહેનતથી તેમણે દેશને એક જાતનો ઉપકાર કર્યો પણ ગણાશે.

**આંકણીઓ**—બનાવવામાં ઘણી કારીગરી જોઈતી નથી, એ આપણે સઘળા જાણીએ છઈએ. આપણે અહીં આંકણી બનાવવા જેવાં ભારે ને સંગીન લાકડાં ઘણાંએ થાય છે, અને આપણા ખરાદી લોકો સંઘેડેથી ગોળ આંકણીઓ ઉતારી શકે છે, પરંતુ એ ખરી વાત છે કે તે બિચારા ઉપર વારનિશનો હાથ મારીને તથા બારીક ફાટોને પૂરી લઇને ઉપરથી શોભાવાળી કરી લોકોને છેતરવાનો પૂરો કસબ જાણતા નથી, અને એ પણ ખરીવાત છે કે વિલાયતીની માફક અમુક માપની બનાવીને તેમને બેવડી ઉપયોગી કરવાનું તેમના મગજમાં આવ્યું નથી; તથાપિ એ સઘળી કળાની તેમને વાત કરો અને યુક્તિ બતાવો, તથા તેમને ખાતરી કરી આપો કે એવી રીતે બનાવેલી આંકણીઓ અમે ખરીદીશું, તો તેમને તેમ કરવું કાંઈ મુશકેલ પડશે નહીં. પણ આપણને તેની કાળજી ક્યાં છે; આપણે તો જ્યારે જોઇએ ત્યારે બજારમાંથી એક ફુટની કે બે ફુટની કે વધારે લંબાઈની વિલાયતી આંકણી જે બેસે તે આપીને મગાવીએ છીએ. આપણે આપણા પૈસાની દરકાર કરતા નથી, તો પછી બીજાની શી વાત કરવી. બે ફુટની એક વિલાયતી સારી આંકણીનો લગભગ એક રૂપીઓ પડે છે. આપણા

ખરાદી જો ચોખા છઆના રોજના પરવડે તો ખુશી થા-યછે; તેથી બે ફુટની એક આંકણી પાછળ તે આખા બે-દિવસ ગાળીને પાલીશ* કર્યાજ કરે, તોપણ શું તે વિલા-યતી જેવી લીસી ને ચળકતી નહીં થઈ શકે વારૂં?

ચાકૂ—રાજર્સ અને હેરીસન અને એવા એવા વિ-લાયતી નામ વાળા, શોભિતા હાથાના, ખૂબ ચળકતા ને પા-ણીદાર ચાકુઓ ઘેર ઘેર વપરાય છે. જો પીછાં જેવું ઘડ-વાને પેન નાઈફ એકલાં વાપરતા હોઈએ તો જાણે ઠીક, પ-ણ આપણે શાક મોળવાને તથા સાધારણ કામ કાજને માટે પણ વિલાયતીજ પાંચ સાત આનાના કે વખતે રાજર્સ જે-વા મોઘા ચાકુ ઉપયોગમાં લઇએ છીએ. એનું પરિણામ એ થયું છે કે આપણા લુવારો દેશી સારી પાળીઓ બ-નાવતા ધીમે ધીમે બંધ પડયા છે. દેશી પાળીઓ શાક મોળવામાંથી પણ ગઇ કે તેને ઠેકાણે આપણે વિલાયતી ચાકુ વાપરવાં? વિલાયતી ચાકુના શોભિતા હાથાથી તમે હરખાતા હશો, ને જાણુતા હશો કે તે હાથીદાંતના કર-વામાં આવતા હશે; પરંતુ તે જનાવરના શીંગડાના બનાવ-વામાં આવે છે, તેથી તમે શાક તરકારી મોળવામાં તેને રસોડાની અંદર વાપરીને તમારી સઘળી રસોઇને અભડાવી મારોછો! વળી તમને એમ લાગતું હશે કે વિલાયતી ચાકુ બહુ પાણી વાળું હોયછે, પણ ઉચામાં ઉંચુ રાજર્સ ચાકુ પણ જો તમે થોડા દહાડા શાક મોળવામાં વાપરશો. તો તેની ધાર ખરાબ થઇ જશે, એટલુંજ નહીં પણ તેને સરાણે ચઢાવી પાછળથી તમે ઉતરાવીને સારૂં પણ કરાવી શકતા નથી. એ માટે એ ચાકુથી આપણે ઘણું નુકશાન વેઠવું પડે છે એમ સમજવું. હવે આપણે ભરૂચ જીલ્લાનાં આમોદ ગામમાં તૈયાર થતાં ચાકુનો દાખલો લઈએ. પ્રથમ તો તે

*સફાઇદાર.

કેટલાં સસ્તાં મળે છે તે જુઓ. અડધા રૂપિયામાં આમોદનાં ત્રણ ચાકુ મળેછે, તેથી એક રાજર્સની બરાબર એવાં પાંચ ચાકુ મળ્યાં એમ ગણો. એવાં ચાકુ દેખાવમાં સારાં હોતાં નથી એ હું કબુલ કરૂં છઉં, પણ તેનું પાણી, આહા શું જોરાવર પાણી, તે કહોતો ત્રાંબાના પૈસાના બે કડકા કરી નાંખે, અને કહોતો વિલાયતી રાજર્સના વચ્ચેથી કાપીને બે ભાગ કરી દે! વળી તેની બીજી ખૂબી જુઓ; તેની ધાર જ્યારે જ્યારે બગડે ત્યારે ત્યારે તેને લીંપણપર કે નાળપર જરા તરા ઘસો કે તે જેવી હતી તેવી તૈયાર થાય; અને કદાપિ વધારે ખરાબ થઇ હોય, કે તેમાં ઘણી ખાણો પડી ગઇ હોય, તો એક પૈસો ખરચી ફરીથી ઉતરાવો કે પાછું જાણે આમોદથી બીજું નવુંજ ચાકુ ખરીદી આણ્યું! આવા ગુણ ક્યા વિલાયતી ચાકુમાં છે વારૂં? આમોદના લુવાર પોતાના ચાકુ વિલાયતી જેવા ઘાટના ને હાથાના પણ તૈયાર કરી શકે છે, પરંતુ તે દેશી ઠર્યા એટલે તેમની ખપત થાય નહીં, માટે તે ઊંચી કારીગરી કરવી પડી મુકીને જે માલ ઘણો ખપે તે તરફ પોતાનું ધ્યાન લગાડે એમાં શું આશ્ચર્ય? લોઢાની પાળીઓ ને બીજાં હથિયાર માટે ઘણાં ગામ પ્રખ્યાત છે, અને ત્યાંના કારીગરો ઘણા સારા ચાકુ બનાવી શકે એવા છે, પરંતુ તેમને ઉત્તેજન ક્યાંછે તેમને બિચારાને જો રોજના આઠ આના પણ ચોખ્ખા પરવડે તો તેઓ રાજી થાયછે. એ માટે જો ઘણી કારીગરી કરીને રોજ ફક્ત એકજ ચાકુ બનાવી શકે તોપણ તે રાજર્સ કરતાં મોઘું પડનાર નથી એ સ્પષ્ટ છે. રાજર્સમાં માંડ એક પૈસાની કીમતનું લોઢું, એક પૈસાનો હાથો, અને બે ત્રણ આનાની મજુરી ચઢી હશે; તે છતાં આપણે તેના બાર બાર ને ચોદ ચોદ આના આપવા પડેછે, એથી વિલાયતના કારીગરોને કેટલો નફો રહેછે, તેનો વિચાર કરો.

**કાર્કસ્ક્રુ**—સીસા સીસીઓનાં બુચ ખોલવાને માટે આપણે કાર્કસ્ક્રુ વાપરીએ છીએ, તેની કીંમત ત્રણ ચાર આનાથી માંડીને વધારે હોય છે. સાદા સ્ક્રુમાં કાંઈ મુસ્કેલ કારીગરી જોવામાં આવતી નથી, કેમકે તેને એક લાકડાનો હાથો હોય છે, અને એક લોઢાના પાતળા સરીઆને નીચેથી વળ દઇને તેનો બીજો છેડો પેલા લાકડાના હાથા સાથે જડી લીધેલો હોય છે. લોઢાની કીંમત ભાગ્યે એક પૈસો પડે, અને લાકડાનો હાથો આપણા ખરાદી લોકો એક પૈસામાં તૈયાર કરી આપે. એવા કાર્કસ્ક્રુ એક લુવાર એક દિવસની અંદર ઓછામાં ઓછા દશ બાર બનાવી શકે. તેથી એક સ્ક્રુ ઉપર એક આના કરતાં વધારે મજુરી ચઢી શકે નહીં, એ માટે તે બજારમાં દોઢ બે આને વેચાઈ શકે, અને તે વિલાયતી મોઘા કાર્કસ્ક્રુની જગાએ ખાસી રીતે ચાલી શકે.

**કમરપટા**—ચામડાના અને સુતરેલ પાટીના તરેહ તરેહનાં ચકતાં સહીત વિલાયતથી આવતા કમરપટા સઘળા પાટલુન પેહેરનારા, અને વખતે બીજા લોકો પણ વાપરેછે. એમાંના કોઇ જાતના કમરપટાની કીંમત ચાર આના કરતાં ઓછી પરવડતી નથી. અમદાવાદમાં જે રેશમી જાળીદાર ને છેડે કસબ લગાવેલા કંદોરા વપરાય છે, તે આ કમરપટાને ઠેકાણે વાપરવાની ભલામણ કરવામાં આવે તો તે મતને અંગ્રેજી રીત ભાતથી રહેનારાઓ હશી કાઢે, કેમકે તે વિલાયતી જેવા દેખાવડા થતા નથી; પણ જો તેઓ ચામડાં કમરે વિંટાળવાને વધારે ખુશી હોય તો આપણા દેશમાં તેની કાંઇ ખોટ નથી. પીતળનાં વાયે ઉડી જાય એવાં હલકાં ચકતાં બનાવવાને આપણા કારીગરોને કાંઇ મુસ્કેલી પડનાર નથી; એ માટે જો એવા કમરપટા બનાવવાની પેરવી કરવામાં આવે તો તે વિલાયતી કરતાં બેશક સસ્તા

પડી શકશે. સુતરેલ પાટીના કમરપટા પણ આપણા દેશમાં સેહેજ બની શકે એવું છે. કેમકે જે જે વણકરો ખાટલે ભરવાની પાટી વણેછે, તેજ વણકરો પટાને લાયક જરા પોહોળી અને જૂદા જૂદા રંગના દોરાની પાટી પણ વણી શકશે. એ લોકો બિચારા એક રૂપીઆની બશેર અઢીશેર પાટી વેચેછે, તેથી આવી પાટી કદાચ કાંઈ મોઘી આપે તો પણ એક રૂપીઆની પાટીમાંથી ઘણા કમરપટા થઇ શકે એ નિઃસંદેહછે.

**કાગળ દબાવવાના વેઇટ અથવા ભાર**—એ ઘણી જાતના વિલાયતથી આવે છે. કેટલાક સીસાના કે લોઢાના બનેછે, કેટલાક પથરના બનેછે, અને કેટલાક કાચના બનાવવામાં આવેછે. સીસાના ને લોઢાના વેટ બનાવવામાં કાંઇ ચતુરાઇ હોતી નથી, તેમ તેમાં કાંઇ એવી શોભા પણ જોવામાં આવતી નથી. એમના જેવા અને એથી સરસ દેખાતા પીતળના વેઈટ આપણા કારીગરો એથી સસ્તા નહીં તો એટલીજ કીમતે તૈયાર કરી શકે એમાં ફેર નહીં. પથરની આપણા દેશમાં ખોટ નથી, માટે પથરના ભાર તો ઘણી સસ્તી રીતે આપણા સલાટ ને લુવાર મળીને બનાવી શકે. કાઠિયાવાડના ટંકારા ગામમાં સ્ફટિક (કાલકેરીઅસ સ્પાર) જાતના પથર થાયછે, જે પારદર્શક ને ચકચકીત હોઇને ઉંચી જાતના બિલોરને પાણી ભરાવી શકે. જેની ખૂબીનું કવિ પ્રેમાનંદ દ્વારિકાની શોભા વર્ણવતાં યથાર્થ વર્ણન કરી તેને મણીની ઉપમા આપિ છે, અને જેનાપર ખંભાતના કસબી કારીગરોના ચાલાક હાથ ફરતાં તેની સુશોભિત ચુનીઓ બનેછે, તે સ્ફટિકને ઉતરાવીને જો તેનાં વેઇટ કરવામાં આવે તો તે, તમારાં ટેબલ વિલાયતી કોઇ પણ જાતના ભાર કરતાં વધારે શોભાવી મુકશે, અને તે તમને કીમતમાં ઘણાં મોં-

ઘાં પણ નહીં પડશે. વળી એજ મણીમય ટંકારામાં કેટલાક તો એવા રમણ્ય પથર થાયછે કે જેમના રંગી બેરંગી દેખાવ તરફ આપણે જોયાજ કરીએ, કેમકે કેટલાક ફુલ ગુલાબી, કેટલાક જાંબુડીઆ રંગના, ને કેટલાક દાડમકળી જેવા, અને તે સઘળા પારદર્શક હોયછે. એવા પથર જો તમે વગર ઉતરાવે ને વગર ખરચ કરે એમના એમ ટેબલપર મુકીદો તો તેની સ્થિતિમાં પણ તેઓ વિલાયતી વેઇટ કરતાં વધારે ખુબી આપશે.

**સાંકળીઓ**—બારીક ઓજારો ને તે બનાવવાના સકંચા જયાં સુધી આપણા દેશમાં દાખલ થાય નહીં, ત્યાં સુધી ઘડીઆળોને માટે આપણે પરદેશ ઉપરજ આધાર રાખવો પડશે, પરંતુ તેને માટે સાંકળીઓ કે અછોડા જોઇએ તે પણ આપણે વિલાયતી ખરીદ કરીએ છીએ. વિલાયતી સોનાની સાંકળીઓ આવેછે, તેમાં કેટલું થોડું સોનું હોય છે, તે સૌના જાણવામાં હશે; તેમ છતાં તેના દેખાવડા ઘાટથી મોહીને આપણે તે ખરીદ કરીએ છીએ. એવી સાંકળીઓ ખરાબ થયા પછી તેના રૂપીએ આઠ આના પણ ઉપજવાના નથી એ નક્કી છે. રૂપાની સાંકળીઓ વિલાયતથી આવે છે તેમાં પણ એટલો ભેગ હોયછે કે તે વારે વારે કાળો પડી જઈ ખરાબ દેખાવ આપેછે. એ સઘળા કરતાં જે કેવળ પીતળની સાંકળીઓ ને અછોડા આવે છે તે સૌથી વધારે છેતરનારા છે, કેમકે તેમની કીમત ત્રણ ચાર રૂપીઆ બેસે છે, અને તેમાં વપરાએલા પીતળ તરફ નજર કરીએ તો તેમાંથી અંતે એક આનાનું પણ વળતર થનાર નહીં. પણ અરે તેની તરતની શોભા, તેનો ચળકાટ ને ઓપ, તેના ઘાટની નાજુકાઈ, એ સૌથી ભોળવાઇને કે તે ઉપર ફીદા થઈ જઈને આપણે તે ખરીદીએ છીએ, ને પૈસા પાણીમાં

નાખીએ છીએ. ઘાટની નાજુકાઇમાં કાંઇ આપણા સોના લોકો ઉતરે એવા નથી. જો તમે તેમને તોલે ત્રણ ચાર રૂપીઆ ઘડાઇ આપો, તો તે તમને વિલાયતીને માથે છોગાં મૂકે એવી બેનમુન સોનાની સાંકળીઓ બનાવી આપશે. એથી તમને માત્ર ઘડાઈ જેટલીજ ખોટ, પરંતુ જ્યારે બોલાવીએ ત્યારે બોલ દે એવો એથી એક અછો દાગીનો તૈયાર થશે. અમદાવાદના એક સોનીએ મને એક નવાજ નમુનાની ઘડીઆળની સાંકળી તૈયાર કરી આપી હતી. તેનો ઘાટ અને તે બનાવનારની ચતુરાઇ જોઈને મને એક તરફથી આનંદ અને બીજી તરફથી દિલગીરી થઇ હતી. આનંદ એટલા માટે કે આપણા દેશમાં હજી એવા કારીગરો છે કે જેઓ વિલાયતના કારીગરો સાથે જશની સાથે હરીફાઇ કરી શકે, અને દિલગીરી એટલા માટે કે આપણે વિલાયતી ફોગટીઆ માલના ખરીદદાર થઇને એવા હોંશીઆર કારીગરોને ઉત્તેજન આપતા બંધ થયા છીએ.

**દાબડા દાબડીઓ**—તબખીરને માટે દાબડીઓ જોઈએ તેને માટે પણ આપણો આધાર વિલાયત ઉપર છે, કોપર બરાસની, પીતળની, કચકડાની, અને છેક હલકાં લાકડાં ને કાગળ વટીકની એવી દાબડીઓ વિલાયતથી આવેછે. કોપરબરાસને ઠેકાણે આપણે રૂપાની દાબડીઓ વાપરીએ તો તે શું ઓછી શોભા આપશે ? કદાપિ રૂપાની દાબડીઓ જરા મોંઘી પડશે, પણ તેને જ્યારે વેચવા ચાહાશો ત્યારે તેના લગભગ સરખા દામ ઉપજશે, અને તે ભાગી જશે તોપણ તમને ફક્ત મજુરીને ઘસામણ જેટલીજ ખોટ જશે; પરંતુ કોપર બરાસની દાબડી ભાગી જતાં તેની એક ફુટી બદામ પણ ઉપજવાની નથી. નાસીકની અંદર તરેહ તરેહની પીતળની દાબડીઓ બનાવવામાં આવે છે, તે કાંઈ વિલાયતી

દાબડીઓને ટકોરા મારે તેવી હોયછે. સુરતમાં, અમદાવાદમાં ને બીજા શેહેરોમાં હાથીદાંતની દાબડીઓ થાય છે તે ઘણી શોભાદાર હોય છે. મોડાસામાં લાકડાની દાબડીઓ (જેને સાધારણ લોકો અફીણ ઘાલવાના કામમાં વિશેષ્ય વાપરેછે ) તેના ઉપર એક નાજુક દાંતની ટોટી સાથે બનાવવામાં આવેછે તે, વિલાયતી લાકડાની દાબડી કરતાં જાય એવી નથી હોતી. કરાંચીમાં દાબડાના ગંજ થાય છે, તેમાં આઠ દશ નાના મોટા દાબડા હોય છે, તે આખા ગંજની કીમત બે રૂપીઆ કરતાં ઓછી બેસે છે. તેમાંના મોટા દાબડા દાગીના ભરવાના કામમાં લઇ શકાય તેવા થાય છે, ને નાની દાબડીઓ તબખીર આદિના કામમાં આવી શકે. તે એટલા શોભાદાર બનેછે કે તમે તે દેશી હશે એવું ભાગ્યેજ કહી શકો. આવી આવી ચીજો વિલાયતીને ઠેકાણે વાપરવામાં શી હરકત આવે ?

**બટન**—ગરીબ ને તવંગર સૌને બટનની થોડી ઘણી જરૂર પડે છે. એની પાછળ આપણને કેટલું ખરચ લાગે છે, તેનો અડસટો કાઢયો નહીં હશે. વિલાયતી તરેહ તરેહનાં એવાં શોભિતાં બટન આવેછે કે તે ખરીદવાનું સૌને મન થાયછે. દોરાનાં, કાચનાં, શીપનાં, પીતળનાં, આલપાકાનાં, લાકડાનાં, અને બીજા અનેક જાતનાં વિલાયતી આવેછે, અને તેમનો વાપર આપણા દેશમાં બોહોળો થાયછે. દોરાનાં બટન બનાવવામાં કાંઇ કીસબ જોઈતો નથી. કેટલેક ઠેકાણે આપણા લોકો એવાં બટન ગુંથે છે, અને તેઓ બે પૈસાનાં એક ડઝન (બાર) બોરીયાં ખુશીથી વેચે છે. કાચનાં ને આલપાકાનાં બટન બે ચાર ધો પડતાં કેવા ખરાબ થઇ જાયછે તેનો અનુભવ સર્વેને હશે. શોખીલા લોકોને માટે આપણા દેશમાં ચાંદીનાં બટન સાંકળી સાથે બનાવ-

વામાં આવે છે, તે જન્મારાનું રાચ થાયછે, પણ તે આપણા સાદા શોખીલા જવાનીઆઓને પસંદ ન પડે, તો ખંભાતમાં અકીકનાં બટન થાયછે. એ બટન આગળ વિલાયતી કોઈપણ જાતનાં બટન શોભામાં ચઢે નહીં એ ખચીત છે. એ કીમતમાં મોંઘાં પડે છે એ વાત ખરી, પરંતુ ધોવરાવતી વખત તેમને કાઢી લેવાની જો યુક્તિ કરી હોયતો પછી કાંઇ હરકત આવે નહીં.

**વિલાયતી શાહી**—વિલાયતી શાહીની એક સીસા કરતાં પણ નાની બાટલીના આપણે આઠ દશ આના આપવા પડે છે, અને તે કેટલી થોડી મુદત પહોંચે છે તે આપણે અનુભવથી જાણીએ છીએ. જો કે કાળાશમાં, ચળકાટમાં, ને ઘટપણામાં તે દેશી શાહી કરતાં ઉતરતી છે, તોપણ અંગ્રેજી લખવામાં દેશી શાહી તેની ચીકાશ ને ઘટપણાને લીધે ઉપયોગમાં આવી શકતી નથી, ( જો દેશી. શાહીમાં ખૂબ ચોખું પાણી રેડીએ તો તેથી વખતે વિલાયતી શાહી બની રહે! ) એ માટે આપણે વિલાયતી શાહી વાપરવાની જરૂર પડેછે; પણ જેમણે પોતાને હાથે વિલાયતી શાહી બનાવી જોઇ હશે, તેમની ખાતરી થઈ હશે, કે એવી શાહી આઠ દશ આનામાં એક માટલું ભરીને તૈયાર થાયછે, એટલે આઠ દશ આનામાં એવી શાહીના દશ કરતાં વધારે સીસા ભરાઇ શકે! આ શાહી સાથે વિલાયતથી તૈયાર આવતી બાટલીઓને સરખાવીએ તો કીમતમાં સોળ ગણો તફાવત પડે. પણ આપણે પૈસાની દરકાર કયાં છે, આપણે હાથે શાહી કરવાની તસ્દી શા માટે લેવી જોઇએ? પણ હું કહું છઉં કે આપણે હાથે તસ્દી લીધા વગર જો આ સેહેલી યુક્તિ આપણા ચાકરને કે શાહી બનાવનાર વોહોરા લોકોને બતાવી દેવામાં આવે, અને એ-

ક્વાર આપણે ઉપર રહીને તૈયાર કરી બતાવીએ, તો તેથી આપણને અને આપણા દેશીભાઇઓને કેટલો લાભ થાય? વળી અંગ્રેજી શાહીનાં કોઇ દેશી ગૃહસ્થે પડીકાં તૈયાર કર્યાની નેટિવ ઓપીનીઅનમાં જાહેર ખબરો આવેછે. તે પડીકાં એક રૂપીઆનાં બાર મળી શકે છે, અને એકેક પડીકાથી એક આખો સીસો ભરાય તેટલી શાહી તૈયાર થાયછે, તો આવી સસ્તી ને આપણું કામ સારનારી દેશી શાહી પડી મુકીને આપણે વિલાયતી મોંઘી શાહી વાપરવાની ઘેલાઈ શા માટે કરવી જોઈએ વારૂં ?

**કાપડ.** વિલાયતિ ધોતીઆં. દુપટ્ટા, સાળુ. ને સાટીનની વાત આપણે પાછળ કરી ગયા છીએ. અને એમને ઠેકાણે દેશી વણાટનું કાપડ ફાયદા સાથે વાપરી શકાય એમ પણ આપણે બતાવી ચૂકયા છીએ. રેશમી ચળકતા આલપાકાની ખૂબીથી અંજાઇને તે પાછળ આપણે પુષ્કળ પૈસા ખરચીએ છીએ, પણ તે કેવા ટકાઉ હોયછે. તે સર્વને માલમ હશે. રાજકોટ, નગર અને બીજે કેટલેક ઠેકાણે ગર્ભસુતરી ગજીઆણી થાયછે, તે કીમતમાં રેશમી આલપાકાની બરાબર અથવા તેથી પણ સસ્તી પડેછે, તેનો દેખાવ આલપાકા કરતાં ઉતરતો હોય એમ મને લાગતું નથી. કદાપિ મોટા માણસો તેને ડગલાને માટે નાપસંદ કરે, તો પણ તે બાળ બચ્ચાંને કિફાયતની સાથે પેહેરાવી શકાય. એ ગજીઆણી જો ધોળીજ રહેવા દીધી, અને તેના કોટ બનાવ્યા હોય તો હું ધારૂં છઊં કે તે મોટા માણસો પણ વાપરી શકે. રેશમી રૂમાલ નગરમાં બહુ મજેહના ને ટકાઉ બને છે તે આપણે વિલાયતીને ઠેકાણે વાપરી શકીએ. મુર્શીદાબાદમાં અને એ તરફ બીજે ઠેકાણે સુતરેલ લુગડાપર ચીકન ભરી તેના રૂમાલ કરવામાં આવેછે, તેની કીમત વિલાયતી સુતરેલ રૂમાલ

કરતાં વિશેષ્ય પડતી નથી, અને તે શોભામાં વિલાયતી કરતાં ચઢીઆતા દેખાયછે. વિલાયતી રૂમાલની કોરે એક કાળો લીટો કે કાંગરી હોયછે તે માટેજ તેના આપણે સવાએ અઢી આના આપવા પડેછે; નહિતો તેમાં ઘાલતો માત્ર ત્રણ ચાર પૈસાનીજ હોયછે. વિલાયતી કાનવાસના ગાલીચાને કે રેલવેરગને ઠેકાણે સિંધમાં થતા ટકાઉ ને શોભાદાર ગાલીચા વાપરવાની ભલામણ કરવામાં આવે છે. આગ્રામાં અને ઠેકાણે ઠેકાણે કેદખાનાની અંદર શેતરંજીઓ બને છે. તે અથવા ચોળીનું કપડું વિલાયતી બુટાદાર પણ તકલદી પાથરણાંને ઠેકાણે સારી રીતે વાપરી શકાશે. રજાઇઓને છોકરાંની ડગલીઓ માટે કામમાં આવતી શોભિતી જેપુરની છીંટ છુડતાઇ ગઈ, નહીંતો તે રેશમી બુટાદાર છીંટોને પાણી ભરાવતે. કદાપિ જેપુરની અંદર હજી પણ તે તૈયાર થતી હશે. કાઠિયાવાડી સસ્તા ને સારી જાતના ચોફાળ શીયાળાની કડકડતી થંડમાં વિલાયતી બનાતો કરતાં પણ વધારે ઉપયોગી થઈ પડશે. કેટલાક ટચાક શોખીલાઓ બનાતપર વિલાયતી રેશમીકોર ચોઢીને તે નાત જાતમાં ઓઢવાની અંદર વાપરે છે. તેનું ખરચ પંદરવીશ રૂપીઆ થઈ જાયછે, પણ તે કરતાં તો શ્રીનાથજીથી આવતા રેશમી દુંસા પણ વધારે સારો દેખાવ આપે છે. વળી પંદર વીશ રૂપીઆમાંતો કાસ્મીરી (ભલાભલી ) સાલ પણ ખરીદી શકાય. અને તે કોર ચઢેલી બનાત કરતાં સારી દેખાય. રાજાઓના ભરગચ્છી જરીઆનના પોશાક, અને જરીઆનના કલાબતુવાળી સુશોભિત ને દેખાવડી મોજડીઓ, જે એક વખત સૂર્યના તેજની સામે ચળકાટ મારતાં, તે ધીમે ધીમે નાશ પામીને તેમને ઠેકાણે આલપાકાના કાળા ડગલા, અને વારનીશના કાળાબુટ રાજાઓના અંગપર જોવામાં

આવે છે, એ કેટલું ખેદકારક છે!

**રમતનો સામાન**—જ્યાંને ત્યાં કિફ્ાયત એ આપણા લોકોનો મુખ્ય સદ્ગુણ જોવામાં આવેછે. રમત એ ગમત અને અંગ કસરતને માટે છે. એ માટે જો એ હેતુઓ ઓછે ખરચે કે વગર પૈસે પાર પડતા હોય તો તેમાં ઉડાઉ થવાની કોણ સલાહ આપશે. ચોપાટ, ગંજીફો, શેતરંજ, એ એશિયા ખંડની અસલથી ચાલી આવતી સરતી પણ અ. કલમંદ ને રમુજી ઘરગથુ રમતોછે. અંગ્રેજોનો ડોમિનો આપણા મફ્તના નવકુટી. સોળકુટી. ને બત્રીશ કુટી દાવને મળતો આવેછે. આપણા સોંઘા ગેડી દડાની રમત જે રમુ. જીને શરીરને કસનારી છે તે અંગ્રેજી ખરચાળ ફુટબોલને ઘણી વાતે મળતી આવેછે. ફુટ બોલના રૂપીઆ દસ બેસે, ત્યારે આપણો ગેડી દડો મફ્ત કે બહુતો એક બે પૈસામાં તૈયાર થાય! આપણાં ફરૂરીઆં ને આપણી પાટની રમતમાં તો એક બદામનું પણ ખરચ બેસતું નથી. અને તે કેવી શરીરને કસનારી, રમુજી, ને ચતુરાઇ ભરેલી રમત છે. તે આપણે સૌ જાણીએ છીએ, કાઠીઆવાડમાં ચાલતી નાગ. રોઆની રમત રાજશાહી અને અંગ્રેજી બેટની રમતને મ- ળતી આવે એવી છે, પણ તેમાં કાંઇ બેટની રમત જેવું ખરચ કરવાનું હોતું નથી; એમ છતાં આપણે મોટી ઉમ- રના વજનદાર ને અંગ્રેજી ફ્ાશનવાળાઓને એ રમત કાંઇ પસંદ પડે નહીં, એ માટે આપણે બેટથી રમીએ છીએ. એક સારી બેટના દશ રૂપીઆ બેસેછે, અને આખી રમ. તને જોઇતો સામાન લેવા જઇએતો તેના પચીશ ત્રીશ રૂ- પીઆ થાય. અગ્રેજી બેટો ને દડા કેવા વારે વારે ખરાબ થાય છે. અને તેથી એ રમત કેટલી મોંઘી પડે છે તે ર.. મનારને માલમ પડયું હશે. બેટમાં એવું તે શું જડયું

છે કે તેની કીમત દશ રૂપીઆ બેસે? પણ તે વિલાયતી ખરી કેની. આપણા દેશમાં અનેક જાતનાં લાકડાં થાયછે, તેમાંનું કોઇ પણ લાકડું શું બેટ કરવાને લાયક નહીં મળી આવે? તપાસ કરતાં ખાતરી થાયછે કે આપણા સુતારો એવી બેટો બનાવી શકે છે, અને તેની કીમત બે અઢી રૂપીઆ કરતાં વધારે કોઇ દિવશ પડનાર નથી. ત્યારે આપણે વિલાયતી બેટો પાછળ ચાર ઘણા પૈસા શા માટે નાખી દેવા. જો રમતની અંદર પણ વિલાયતની નકલ કરવાનોજ શોખ હોય, તો બેહેતર છેકે એવી ચીજો આપણા દેશમાંજ તૈયાર કરાવવી; એથી ખરચમાં કિફાયત થશે, અને આપણા કારાગરોને એક નવો ઉદ્યમ મળશે.

દારૂ—આપણા દેશમાં તૈયાર થતી ભાંગ ને ગાંજાએ આપણું પુરૂં પડયું નહીં; આપણા દેશમાં બનતી માજમ આકુદી આદિ સ્વાદિષ્ટ કેફથી આપણે ધરાયા નહીં. આપણા દેશમાં ઉત્પન્ન થતા અફીણે (જો કેફનીજ ખાતર આવી ચીજો લેવામાં આવતી હોય તો અફીણમાં સૌથી વધારે લેહેજતદાર ને ટકાઉ કેફ રહેલીછે, ) આપણાં રાજકુળને ખરાબ કર્યાં તો તેથી એ આપણું પુરૂં થયું નહીં; આપણા દેશમાંજ નીપજતી તાડી ને મહુડીની જલદ કેફથી પણ આપણને સંતોષ વળ્યો નહીં, એટલે હવે આપણે દીનપર દીન વિલાયતી દારૂની નાશકારક ઈલ્લતમાં પડી દેશમાં જે કાંઈ બાકી રહ્યું છે તેનું સાતડે સાત કરવા બેઠા છીએ. વિલાયતી બરાનડી, વિલાયતી પોર્ટ, વિલાયતી શેરી, વિલાયતી મીઠોચેરી, વિલાયતી સ્વાદિષ્ટ નોહિયો, વિલાયતી કાળજું બાળી નાખે એવો જીન કે રમ, વિલાયતી કડવો બીર, વિલાયતી મોઘો શેમપેઇન, અને એવા એવા અનેક જાતના દારૂની પાછળ હવે આપણું ચિત દોડયુંછે. આવી,

તન મન ને ધન હરણ, કેફનો દેશમાં વાપર વધારી દેવાનું માન પણ વિશેષે કરીને આપણા ભણેલા જુવાનીઆઓને ઘટેછે. એકવાર એ મોહજાળે દેશમાં પગલાં કર્યા, કે ચેપી રોગની પઠે તેને પ્રસરતાં કાંઇ વાર લાગતી નથી. અફીણના ખરચ ને કેફમાં દબાઈ મરતા રાજાઓએ તેને ઝટ ગ્રહણ કરી તેની પ્યાલી પણ હાથમાંથી હેઠે મુકવાનો વખત ન આવે એવી ઈલ્લતમાં તેઓ ગરક થઈ ગયા. શાક્ત પંથીઓને આ મોટો ને નવો મકાર મળ્યો એટલે તેઓ તો રાજી રાજી થઇ ગયા; વ્યભિચારી ને દુર્ગુણી લોકોને પોતાના દુષ્ટ કાર્યોમાં ઉસ્કેરવાને આ એક અગત્યની ચીજ થઈ પડી; અને સુધારાનાં દૃઢ બીજ રોપવાને સુધારાવાળાઓને આ અતિ અગત્યનું પાણી માલમ પડયું; પણ અરે દેશી ભાઇઓ. એથી તમારી કેટલી ખુઆરી થાયછે ! તમે એથી નિર્ધન ને નબળા થવાનાછો, કેમકે એ દુષ્ટને મોંઘી ચીજ લાખો કરોડો રૂપીઆ આપણા દેશમાંથી પરદેશ ખેંચી જાયછે, અને પોતાની પાછળ દુર્ગુણ અને દરિદ્રતા શિવાય બીજું કાંઈ મુકી જતી નથી. તમે માઠા ભાએગે કેફમાં એવા ગરકાવ થઈ ગયા હો કે તે વગર તમારે ચાલે એવુંજ નહોય, તો દેશી કેફ વાપરો, તમારે લેહેજતદાર દારૂજ જોઇએ (જોકે વિલાયતી લીકરતો લેહેજતદાર હોતા નથી) તો નવસારીને સુરતી વરીઆળીના, એળચીના, ને બીજા તરેહ તરેહના દારૂ બનેછે તે વાપરો. નગરના પ્રખ્યાત ઝંદુભટવાળા અનેક તરેહના આસવ ( દારૂ—અર્ક. ) દેશી રીતે ખેંચી કાઢી તેના દારૂ બનાવી આપવાની હિંમત ધરે છે તેમણે આસવ બનાવ્યો છે, તેમાં દારૂના જેવી કેફ, દારૂ કરતાં વધારે સ્વાદ, દારૂ કરતાં ઓછી શરીર ક્ષિણતા, અને દારૂ કરતાં ઓછી કીમત છે, માટે તમારે કેફ વગર ચાલતુંજ નહોય તો તે વાપરો.

પણ હાથે કરીને તમારૂં પોતાનું અને આખા દેશનું સત્યાનાશ શું કામ વાળોછો.

સકંચાની મારફતે કે બીજી રીતે કેટલીક ચીજો તો આપણા દેશમાંજ વિલાયતી બનેછે. મુંબઇ અને બીજા ઠેકાણાના સકંચાઓમાં પુષ્કળ ગામઠી માદરપાટ, ચાદરપાટ, જીન, દોરીઓ વગેરે બનેછે તે ઘણા ખરાના જાણવામાં હશે. ઘણું કરીને દરેક મોટા ગામમાં એવો દેશી સામાન કાપડીઆની દુકાનોમાં મળે છે. ફક્ત આપણે તપાસ કરવી જોઇએ કે આપણે જોઇતાં પંચીઆં, ચાદરો, કે જીન દેશી મળી શકે છે કે નહીં. તપાસ કરીને દેશી ચીજો ખરીદ કરવાથી આપણને કોઇ જાતની અવઘડ પડતી નથી; કેમકે દેશી એવો સામાન વિલાયતી કરતાં ઉતરે એવો કે કીમતમાં મોંઘો હોતો નથી, પણ એથી આપણે દેશી કારખાનાને એક જાતનું બે માલુમ રીતે ઉત્તેજન આપીએ છીએ. આ વાત ઘણા લોકોના મગજમાં ઠસે, અને તેઓ તપાસ કરી અંગ્રેજીને ઠેકાણે દેશી મળી આવતી ચીજો ખરીદ કરે તો તેથી દેશી માલનો ઘણો ઉઠાવ થાય, અને ઘણો ઉઠાવ ને માગણી થતાં દેશી સકંચાવાળાઓને ભારે ઉત્તેજન મળે એ દેખીતું છે. વળી, પૂનામાં મીણબતીઓ થાય છે, પૂનામાં રાજર્સ જેવા ચાકુ બનેછે, પૂનામાં પેનકીલરની બરાબરી કરનારૂં પેઇનકયુરર તૈયાર કરવામાં આવે છે, પૂનામાં પેલાં કરમઘાતક છોકરાને ખવડાવીએ છીએ તે બોન બોનનાં ડેરાં પણ બનેછે, વળી ત્યાં વિલાયતીને મળતો ચોખો સાબુ પણ બનાવવામાં આવેછે, તથા મુંબઇ તરફ વિલાયતી દિવાસળીઓ બનાવવાનું કારખાનુંએ નીકળી ચુકયુંછે; આવા આવા વિલાયતી પણ દેશમાં ઉત્પન્ન થતા સામાનને જો આપણે વિલાયતી સામાન પડચો મુકી ખરીદ કરીએ તો તેથી વગર

નુકશાને દેશી કારીગરીને કેટલું બધું ઉત્તેજન મળે?

પરંતુ, આપણે ઘણીવાર લોકોને મોઢેથી સાંભળીએ છીએ કે એમાં આપણા એકલાથી શું થાય? એક માણસ એવો એવો સામાન ખરીદ કરે તેમાં દેશને શું મોટો નફો થઇ જાય? એતો જ્યારે સરકાર હાથમાં લે, કે બધા લોકો સંપ કરીને ઠરાવ કરે ત્યારે બને; પણ સરકાર આવા કામમાં મદત કરશે નહીં એ ખચીતછે, અને બધા લોકો સંપ કરે એટલે શું? જો બધા માણસ તમારી પેઠેજ વિચાર કરી કરીને બીજા ઉપર આધાર રાખે, ને બધા લોકોનો સંપ થવાની રાહ જોયા કરે તો આપણી આશા કોઇ દહાડો સફળ થનાર નથી. લોકોનો જથો એક એક માણસ મળીને થએલો છે, માટે એક માણસ તે બધા લોકોનો ભાગછે એમ સમજવું, અને એકેક માણસ જો ભેગું મળે નહીં તો લોકોનો જથો કે સંપ કોઇ દિવસ થનાર નથી એ યાદ રાખવું. વળી આપણે એકલા શું કરીએ એમ ધારી પોતાની કીમત પોતાને હાથે ઉતારી દેવાની અને તેથી નિરાશ થવાની જરૂર નથી. ઘણીવાર જે કામ એકેક માણસથી બની શકે છે તે ઘણાના ભેગા થવાથી થતું નથી. એક રામે લંકા લીધી, એક પરશુરામે આખી પૃથ્વી નક્ષત્રી કરી, એક નેપોલિઅને આખું યુરોપ ધ્રુજાવ્યું, અને એક બૌધે પૃથ્વીમાં સૌથી મહાન એવા બૌધ ધર્મની સ્થાપના કરી. પણ કારીગરીને ઉત્તેજનના કામમાં કાંઇ મોટા પરાક્રમની. શરીર કષ્ટની, કે ઘણા પૈસાના ખરચની પણ જરૂર નથી. માટે આવું દેશને લાભકારક કામ તો છેક ગરીબમાં ગરીબ ને નબળામાં નબળા માણસથી પણ થોડું ઘણું થઇ શકે તેમ છે.

વળી ઘણા માણસો એવી હરકત લેછે કે અમે દેશી સામાન વાપરવાને તો તૈયાર છીએ, પણ તે વિલાયતી કરતાં ઉતરતો

હોવાથી અથવા વિલાયતી જેવો ફાશનવાળો ન હોવાથી, અથવા વિલાયતી જેવો ફાશનવાળો નહોવાથી. બીજા અમારીમજાક કરે! પણ વિચાર કરો કે આપણા સાધારણ લોકોને તો દેશી ચીજોની જરાએ છીટ નથી; માટે તેઓ તો કાંઇ મજાક કરનારા નથી, અને જેઓ તમારા વર્ગના અને તમારા દોસ્તદારો છે, તેઓ પણ જો તમારા મતમાં મળ્યા તો પછી મજાક કરનાર કોણ રહ્યું ? જેઓ તમારા મતમાં મળતા ન હોય તેમને સમજાવીને તમારા પક્ષમાં લાવો. વળી શોભા કશોભા તો મુકાબલે છે, એ માટે જો આપણે બધા એવો સામાન વાપરતા થયા તો પછી ખોટું દેખાયાનું કારણ રહેતું નથી. મેં ઉપર ઘણાંક દૃષ્ટાંતોથી એમ પણ બતાવી આપ્યું કે વિલાયતીને ઠેકાણે ઘણી ખરી ચીજો આપણે એવી વાપરી શકીએ કે જેથી આપણને કશોભા મળે નહીં. મજાક કરનારા તમને કંજુસ કહેનાર નથી. કેમકે તમારી ભલી નેમ તેમના જાણવામાં છે. તથા તમે દેશી ચીજો ખરીદ કરીને કાંઇ પૈસાનો બચાવ કરી શકતા નથી એ પણ તેઓ સમજી શકેછે. ત્યારે તેમની મજાકથી શરમાવાનું શાનું? વળી જો દેશી જીનના ડગલાથી તમને શરમ આવતી હોય, અગર તે બીજાની નજરમાં ખરાબ દેખાશે એમ લાગતું હોય, તો ખભે એક કસબી ને કીમતી દુપટ્ટો નાખી લો, એટલે એકની ખોટ બીજામાં પૂરી થઇ રહેશે. જે કામ જાતે સારૂંછે, અને જે આપણે પોતાના સ્વાર્થની ખાતર નહીં પણ બીજાના ભલાને માટે કરીએછીએ તે કામ કરવામાં કોઈ રીતે લજવાવાનું નથી.

હવે મારા કેળવણી પામેલા બંધુઓને ફકત એકજ વિનતિ કરવાની છે. જેઓને ઈશ્વરે વિશેષ બુદ્ધિ આપેલીછે, જેઓને કાંઇ કોઈ ઉંચી જાતની વિદ્યાનો અભ્યાસ કરવાને

બની આવ્યું છે, અને જેઓ પૈસે ટકે સારી હાલતમાં હોઇને થોડા કલાક પણ પરોપકારના કામમાં કાઢી શકે તેમ છે, તેમણે યથા શક્તિ દેશી કારીગરીને માટે મેહેનત કરવી. જેઓ યંત્ર શાસ્ત્ર શીખી તેમાં કુશળતાને પામ્યાછે, તેઓ પોતાની જાતે કે કારીગરોની મારફતે કોઇ કોઈ હુનરી કામો નવાં તૈયાર કરવાને, કે જે છે તેમને સુધારવાને જો થોડું પણ દિલપર લેશે તો તેઓ દેશને બેશક કાંઈક લાભ કરી શકશે. જેઓએ રસાયન વિદ્યામાં કુશળતા મેળવી છે, તેઓ એ ઉપયોગી વિદ્યાની સાહ્યતાથી અનેક જાતના પ્રયોગો કરી દેશને લાભકારક એવી કેટલીક ચીજોને નવી સંપાદન કરી શકશે. જેઓએ અંગ્રેજી દાકતરી વિદ્યામાં સારી તાલેમ લીધેલી છે, તેઓ આપણા દેશમાં ઉત્પન્ન થતી અઢાર ભાર વનસ્પતિ માંહેથી, પોતાની વિદ્યાને બુદ્ધિ બળે તથા અસલી વૈદકોના અભ્યાસથી તથા ઘરડાને ગામડીઆ લોકો સાથે સમાગમ કરવાથી કોઈ કોઈ એવી ચમત્કારી ઔષધી ખોળી કહાડી શકશે કે જેથી તે સર્વ જનોપર આ દરદી યુગમાં મોટો ઉપકાર કરશે. જેઓએ ભૂસ્તર વિદ્યામાં જ્ઞાન મેળવ્યું હોય, તેમને આપણા દેશમાં રહેલા અનેક ખનીજ પદાર્થો સંબંધી શોધ કરવાને તે દેશના જે ભાગમાં હશે ત્યાં થોડું કે ઘણું બની આવશે. ખનીજ પદાર્થોની બાબતમાં આપણો દેશ સૌથી ચઢીઆતો છે. અને તેને એ બાબતમાં ઘણું કરીને કોઇ પારકા દેશની આગત્ય પડે એમ પણ ગણાતું નથી; કેમકે સઘળી પ્રકારની ધાતુઓ, રત્નો, પત્થરો. કોયલા, ચાક. વિવિધરંગની માટી, એ સર્વ આપણી કલ્પદ્રુપ સ્વભૂમિ પોતાના પેટમાં જથાબંધ રાખી રહીછે. એમાંથી કોઇ પદાર્થોની ખાણો લાભકારક રીતે ઉઘાડી શકવાનું જો નકી થાય, અને ઇશ્વર કૃપાએ

તેમ કરવામાં ફતેહ મળે, તો દેશને કેટલો લાભ થાય ? કાઠીઆવાડના નગર સંસ્થાનમાં લોઢાની. કોયલાની ત્રાંબાની, અને બીજી કેટલીક ધાતુની માતબર ખાણો નીકળી શકે એમ કહેવાય છે; કપડવંજ આગળ લોઢાની ખાણ હતી, પણ તેમાંથી નીકળતું લોઢું વિલાયતી કરતાં મોઘું પડતાં તેને બંધ કરવામાં આવી છે; ગોધરા નજીક સીસાની ખાણ નીકળે એવું કહેવાયછે; લુણાવાડાના રાજના એક ડુંગરામાં પુષ્કળ અબરખ ભરેલાછે, અને ત્યાંના ગામડાનાલોકો અબરખવાળી માટી એ ડુંગરામાંથી વખતે વખત ખોદી લાવીને તેથી ભીંતો રંગેછે, તે ચળક ચળક થયા કરેછે; નર્મદા કાંઠે રેવાકાંઠાના પ્રદેશમાં કેયલાની ખાણો નીકળે તેમ છે. હજી ગીર, સેત્રુંજો, પાવાગઢ, આબુ વગેરે ગુજરાતમાં આવી રહેલા વનસ્પતિથી ભરપૂર ડુંગરોની માંહે શું શું રહેલુંછે તેની તપાસ કરવાનીછે. રાજકોટ ને વઢવાણની વચ્ચે બામણબોર ગામ આવેછે, ત્યાંની આસપાસ મૃતિકા પથ્થર પુષ્કળ છે, તેમાંથી એક જાતના પથ્થરને વહેરીને તેની સ્લેટ પેનો થઈ શકે એમ લાગે છે. આપણે ભણવાની અંદર ઘણી મેહેનત કરીને કંટાળેલા હોઇએછીએ, અને તેમાં કોઇ સારા પગારની નિશ્ચિંતપણાની નોકરી મળી કે આપણે આપણા દેહનું ને ભણતરનું સાર્થક કર્યું એમ સમજી આપણી બાકીની જીંદગી જેમ બને તેમ આનંદમાં ગુજારવાનો વિચાર કરીએ છીએ; પણ આપણો ભણવાનો હેતુ એકલો નોકરીનોજ નથી, એતો આપણે સઘળા સમજીએ છીએ. વળી કોઇ કોઈ જાતના પ્રયોગ કે શોધની અંદર આપણે થોડો ઘણો વખત ગાળીએ તેથી કાંઈ આપણી ધારેલી મોજ મજાહમાં ટુટ પડે છે એમ નથી, પણ મારા સમજવા પ્રમાણે તો એવાં કામ વધારે આનંદ આપેછે. દાકતર ભાઉ, ને દાકતર નારાયણ-

દાજી જેવા શોધક ને દેશહિતકારી પુરૂષોને આપણી ભૂમિ હવે ક્યારે જન્મ આપશે?

છેવટ મારા સઘળા સ્વદેશી બંધુઓને હું નમનતા પૂર્વક અરજ કરૂં છઊં કે આ અગત્યની બાબત ઉપર તમે વિચાર ગરો. તમે તપાસો કે એમાંથી કઈ કઈ બાબત ઉપર તમે ધ્યાન આપી શકો એમ છે, એમાંથી કઇ કઇ બાબતોને તમે મદત કરી શકો તેમછે. કઇ કઈ વિલાયતી ચીજો તમે તજી શકો તેમ છે. કઇ કઇ ચીજો તમે નવી ઉત્પન્ન કરાવી શકો તેમછે, અને કઇ કઇ દેશી ચીજો તમે અવઘડ વેઠયા વગર પોતાના ઉપયોગમાં લાવી શકો તેમ છે. અને કદાપિ થોડી ઘણી અવઘડ વેઠવી પડે તો પણ શું; એ થોડી અવઘડ આપણા પોતાના ભવિષ્યના લાભની ખાતર, આપણા બાળબચ્ચાંના ભલાની ખાતર, અને આપણા દેશની ખાતર વેઠવાનીછે; તો તે તમે રાજી ખુશીથી વેઠો. દેશની ખાતર સઘળો સુશોભિત પોષાક તજી દઇ સઘળા પોલાંડના લોકોએ–રે બૈરીઓ ને નાજુક બાળબચ્ચાં સુધાં એ–ગમગીની દર્શાવનારા કાળાજ પોષાક પેહેરેલા છે, તેમને શું ઓછી અવઘડ પડી હશે? પોતાની સ્વભૂમિની ખાતર કાર્થેજની શુરી બૈરીઓ, પોતાના લડાયક ભરથારનાં લડાઇમાં તૂટી ગએલાં કામઠાંના પણછ કરવાને માટે, ચોટલા જેવા સૌથી ઊંચી જાતના શણગારને પોતાને હાથે કાતરીને અને દોરીઓ વણીને આપતી ગઇ. તેથી શું તેમને ઓછી અવઘડ પડી હશે? દેશની ખરાબી થતી હોય, આપણા જાત ભાઇઓ અનાજ વગર ટળવળતા હોય, આપણા દેશી ભાઇ બેહેનો લુગડાં લતાંની તંગીથી અરધી નાગી અવસ્થામાં દુખે રિબાતી હોય, તે વખતે શું આપણે આપણી થોડી અવઘડો બતાવી

સ્વાર્થી ને એકજપેટા થવું ? જગતનું પાલન કર્ત્તા સર્વ શક્તિમાન ઇશ્વર મારા દેશી ભાઇઓમાં દયાવૃત્તિ પ્રબળ કરો, અને તેમની પાસે દેશ હિતકારી કર્મો કરાવો.

તથાસ્તુ.

